# શ્રી સામાયિકના વિધિનું ટુંકું રહસ્ય.

૧. તીર્થંકર ભગવંતો **મહા સામાયિક** કરે છે. તેની નાનામાં નાની **વાનગી** રૂપ આ સામાયિક છે. વળી આપણાથી તીર્થંકર ભગવંતો જેવું ઉંચા પ્રકારનું સામાયિક ન કરી શકાય, તો પણ તેની વાનગીનો અનુભવ કરવા-અભ્યાસ-ટેવ-અને શિક્ષણ માટે દિવસમાં શ્રાવક આટલું પણ સામાયિક કરવાનો નિયમ રાખે છે. માટે આ સામાયિકનું નામ શ્રાવકનું પહેલું શિક્ષાવ્રત છે.

૨. જોકે મોક્ષના અભિલાષી જીવોને સામાયિક કરવા, ન કરવાનો કોઈ પણ ચોકકસ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ નથી. એટલે કે-એવી કોઈ પણ ક્ષણ, સ્થળ, સંજોગો કે મનની ભાવના ન હોવી જોઈએ કે-જે સામાયિક વિનાની રખાય. પરંતુ એ પ્રમાણે બધાથી બની શકતું ન હોવાથી જેટલી વાર સામાયિક ભાવમાં રહી શકાય તેટલી વાર સામાયિકમાં રહેવું. તેમ પણ ન બની શકે, તો બન્નેય **સંધ્યા-સાંજ-સવાર** સામાયિકમાં રહેવું. તેમ પણ ન બને, તો દિવસમાં **એક સામાયિક** તો અવશ્ય તેને યોગ્ય અનુકૂળ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની સગવડ પ્રમાણે કરવું જ જોઈએ.

૩. સામાયિક એ જૈન ધર્મમાં **પરમ મધ્ય-કેન્દ્રરૂપ કર્તવ્ય** છે. બીજી બધી ક્રિયાઓ તેનું વાતાવરણ જમાવવાની **પોષક સામગ્રીઓ** છે. કારણ કે-તીર્થંકર ભગવંતો દીક્ષા લીધા પછી નિરંતર સામાયિકમાં સ્થિર થઈ આગળને આગળ વધી કેવળ-જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જાય છે. તેનાજ યત્કિંચિત્ **નમુનાનું** ભાન થવા માટે આ બે ઘડીના સામાયિકનો વિધિ ઉપકારી પુરુષોએ ગોઠવી આપ્યો છે. માટે તેનો ભાસ દિવસમાં એકાદ વખત તો જૈન ધર્મના અનુયાયિએ દિલમાં લાવવોજ જોઈએ : તો જ તે જિનેશ્વરોના ભક્તો તરીકેનું પોતાનું **જૈન નામ** સાર્થક કરવાની સારી શરૂઆત કરી શકે છે. એટલે **આચાર રૂપે** પણ એકાદ વખત તો કરવું જ જોઈએ.

૪. પ્રાણી માત્રના અને ખાસ કરીને માનવ પ્રાણીઓના હિતને માટે શિલ્પ, ન્યાય, વૈદ્યક, યોગ, વિગેરે અનેક શાસ્ત્રો

એમ ને એમ કરાતો નથી. પરંતુ તેની પૂર્વે **મંગળાચરણ** તરીકે પ્રથમ **પંચ પરમેષ્ઠિરૂપ નવકાર મંત્રનું** સ્મરણ કરીને **મહા દંડક સૂત્રનો** ઉચ્ચાર કરાવાય છે. એટલું તેનું મહત્ત્વ છે. કારણ કે–"આ વિધિમાં તે સૂત્ર મુખ્ય અને પૂજ્ય છે" એવું ધ્યાન ખેંચાય, માટે એ યોજના છે.

૮. અને તેની યે પૂર્વે સામાયિકમાં સ્થિર થવાને **સામાયિક સંદિસાહુઉં ? સામાયિક ઠાઉં ?** એ બે આદેશોથી સામાયિકમાં બરાબર સ્થિર થવાય છે. પછી દંડકસૂત્રનો ઉચ્ચાર કરાવાય છે.

૯. સામાયિકમાં સ્થિર થતાં પહેલાં તે મુમુક્ષુ અનેક રીતે સામાયિકને લાયકની ભૂમિકા તૈયાર કરી લે છે. તેમાં માનસિક શુદ્ધિઓ પછી–વ્યાવહારિક શુદ્ધિ માટે **પ્રતિલેખના** અને **પ્રમાર્જના** કરી લે છે :—સામાયિક જેવી મહત્ત્વની ક્રિયા કેવળ મોઢે બોલી જવાની નથી. પણ તેમાં સ્થિર થતાં પહેલા, ઉપયોગમાં આવતા **મકાન, વસ્ત્ર, ઉપકરણો, શરીર** વિગેરેનું સૂક્ષ્મ નિરીક્ષણ–પ્રતિ લેખના કરવી જોઈએ. અને તે કર્યા પછી તેની પ્રમાર્જના કરે છે, જે કરવી જોઈએ. એટલે કે–બાહ્ય શુદ્ધિ પણ એવી રીતે કરે છે, કે– તેમાં પણ **અહિંસા, સંજમ, તપ,** અને **જાગ્રત્ ઉપયોગ** વિગેરે ગુણો કેળવે છે. પરંતુ વિસ્તારથી પ્રતિલેખન અને પ્રમાર્જના ન કરી શકનાર **મુહપત્તિના** માત્ર ઉપલક્ષણથી પ્રતિલેખના અને પ્રમાર્જના કરે છે. તેથી પણ સંક્ષેપ વિધિમાં ચાલી શકે છે. વળી, તે વખતે પણ ૫૦ બોલ બોલતાં એટલે કે આધ્યાત્મિક મનોવૃત્તિમાં લીન રહી અનેક પ્રકારની જુદા જુદા હેતુઓ વાળી અક્ખાડા પક્ખાડા વિગેરે આધ્યાત્મિક **મુદ્રાઓથી** તે ક્રિયા કરે છે.

જૈન શાસનનું મુખ્ય **લિંગ રજોહરણ** અને **મુખવસ્ત્રિકા** છે.

વળી, મુહપત્તિ પ્રતિલેખનનું બીજું પણ એ પ્રયોજન જણાય છે, કે–એક ક્રિયા કરી, બીજી ક્રિયા શરુ કરવાની હોય, કે કોઈપણ નવી ક્રિયા શરૂ કરવી હોય, તો તેને લાગતાં પ્રતિલેખન અને પ્રમાર્જના ફરી થવા જોઈએ. જેમ એક સભા પૂરી થયે તુરતજ બીજી સભા ત્યાંજ ચાલુ કરવી હોય, અને એના એ પ્રમુખ રાખવાના હોય; તો પણ બીજી વાર ચુંટણી કરી, નવી સભાનું કામ ચાલુ કરવાનો વિધિ કરી લેવો પડે છે તે પ્રમાણે આમાં પણ જણાય છે. આ સૂક્ષ્મ બુદ્ધિથી સમજી શકાય તેવો પ્રયોગ જણાય છે.

૧૦. હવે, **કરેમિ ભંતે !**—સૂત્ર મારફત સામાયિક વ્રતઃ અને સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાનઃ કરવા પૂર્વે બાકીના આવશ્યકોને જરા વિસ્તારથી કરી લઇ, તેથી થતી માનસિક શુદ્ધિ કરી લેવામાં આવે છે.

૧૧. એટલે પ્રથમ–**ઇચ્છામિ ખમા–સમણો!** કહી નાનામાં નાનું ગુરુ વંદન કરે છે. પછી આજ્ઞા માગી **પ્રતિક્રમણ** આવશ્યક કરવાની શરુઆત કરે છે. અને **તસ્સ–મિચ્છા મિ દુક્કડં** દઈ પ્રતિક્રમણ કરે છે. પરંતુ, વચ્ચે કેવી રીતે હિંસા થઈ ગઈ હશે ? કયા જીવોની થઈ હશે ? વિગેરે બાબત વિસ્તારથી સામાન્ય શબ્દોથી આલોચના–ગુરુની સામે કરી જાય છે. એટલે કે મુખ્યપણે **ઈર્યાપથની ક્રિયાથી** જે કાંઈ મન વચન કાયાના સાવદ્ય યોગ થયા હોય, તેનું **પ્રતિક્રમણ** કરે છે. તેમાં મુખ્યપણે તો **જીવોની હિંસાનું** પ્રતિક્રમણ છે. છતાં સાથે બીજા પણ **સાવદ્ય યોગોનું** પ્રતિક્રમણ થાય છે.;

૧૨. પ્રતિક્રમણથી ઉપરના **માનસિક મેલની** થયેલી શુદ્ધિથી સંતોષ ન પકડતાં ઉંડે ઉંડે પણ કાંઈ મનમાં અને ઠેઠ આત્મામાં મેલ રહી ગયો હોય, તેની શુદ્ધિ કરવા માટે **કાઉસ્સગ્ગ** કરવા પ્રયત્ન કરે છે. કારણ કે–પ્રતિક્રમણથી તરતના દોષોની તો શુદ્ધિ થાય, પણ સામાયિક ધર્મ (જૈન ધર્મ) તરફ અભાવ–અણગમો–**મિથ્યાત્વ**, સામાયિક કરીને કોઈ સાંસારિક ફળની ઇચ્છા–નિદાન–**નિયાણું**; **અને કપટ પ્રપંચથી માયા–કાવતરું રચવાની** બુદ્ધિથી સામાયિક કરાયું હોય. ઉંડા મૂળ ઘાલીને પડેલા એ ત્રણ –મિથ્યાત્વ, નિયાણું અને માયા–એ ત્રણ શલ્યરૂપ છૂપા પાપો એમને

એમ ન નીકળી શકે. શરીરમાં ઉંડે પેઠેલું સાલ ઉંચા પ્રકારની શસ્ત્રક્રિયા વિના ન નીકળી શકે. કારણ કે-તે કાઢવાને આકરા પ્રયત્નની જરૂર પડે છે. તેવા આકરા પ્રયત્ન તરીકે કાઉસ્સગ્ગ યોગ્ય છે. એટલે પછી-આત્મા તદ્દન શુદ્ધ થયા પછી-ભવિષ્યમાં કરવામાં આવતો પવિત્ર સામાયિક સૂત્રનો ઉચ્ચાર બરાબર છે. ધર્મ પ્રત્યે વફાદારી નિર્દંભીપણું, અને અને સાંસારિક ફળની અલાલસાનું ચોક્કસ નક્કી થયા પછી સામાયિક સૂત્રનો ઉચ્ચાર કરતાં પહેલાં તેને લાયકની શુદ્ધ ભૂમિકા આ રીતે તૈયાર કરવાની વિધિકારોની આ અજબ રચના છે.

માટે કાઉસ્સગ્ગના હેતુઓ, છુટો, પ્રમાણ, અને રીત વિગેરે બતાવવા માટે **તસ્સઉત્તરીથી અપ્પાણં વોસિરામિ** સુધીના સૂત્ર છે.

૧૩. કાઉસગ્ગ પછી **ચતુર્વિંશતિસ્તવ**-ચોવીશ તીર્થંકરોની સ્તુતિ સ્વરૂપે **લોગસ્સ** નામનું ગંભીર સ્તવ બોલાય છે. વંદન, પ્રતિક્રમણ, કાઉસ્સગ્ગ, અને ચતુર્વિંશતિસ્તવ, એમ ૪ થયા. કરેમિ ભંતે! માં ૫. સામાયિક કરાય છે. અને ૬. સાવદ્યયોગના પ્રત્યાખ્યાન કરાય છે.

**૧૪. કાઉસ્સગ્ગમાં** અને **ધ્યાનમાં** એ ફેર છે કે-ધ્યાન એ કાઉસ્સગ્ગનું અંગ છે. કાઉસ્સગ્ગ એ ત્યાગરૂપ **આધ્યાત્મિક યોજના** છે. કાઉસ્સગ્ગ વિનાનું ધ્યાન જૈન શાસ્ત્રકારોને સમ્મત નથી. કેમકે-ધ્યાનથી ઐહિક લાલસાઓ પણ પૂરી કરી શકાય છે. અને ઐહિક લાલસાઓનો ત્યાગ કર્યાનો સંકલ્પ કર્યા પછી કરેલું ધ્યાન ખરેખરૂં આધ્યાત્મિક ધ્યાન બને છે. કાઉસ્સગ્ગમાં ઐહિકલાલસાના ત્યાગની પ્રતિજ્ઞા કરાય છે. કાઉસ્સગ્ગની ભાવનાનું તાત્પર્ય **સર્વ ત્યાગમાં** છે. કારણ કે-**કાયાનો ઉત્સર્ગ=તે કાયોત્સર્ગ=કાઉસ્સગ્ગ.** જગત્માં પ્રાણીને અનેક ચીજો ઉપર મમત્વ હોય છે, પરંતુ કાયા એ મમત્વનું સામાન્ય રીતે ખાસ સ્થાન છે. બધી

અંગ છે. એ રીતે તે બન્નેય સાથે મળીને આધ્યાત્મિક બની જાય છે.

૧૫. અહીં વિશેષમાં એ સમજવાનું છે, કે—જો ગુરુ મહારાજ કે સ્થાપનાચાર્ય ભગવાન્‌નો જોગ ન હોય, તો—આ ક્રિયા ગુરુની સામેજ થવી જોઇએ, માટે ગુરુને અભાવે તેમની સ્થાપના સ્થાપીને તેમની સામે ક્રિયા કરવી જોઇએ.

એટલે, તેવા સંજોગોમાં એક નવી ક્રિયાનો વધારો થાય છે. રત્નત્રયીના ઉપકરણ સામે જમણો હાથ રાખી ( સંસ્થાપની મુદ્રા કરી ) આચાર્ય ભગવંતના ૩૬ ગુણોના વર્ણનમય **પંચિંદિય સૂત્ર** કહેવાથી સ્થાપનાચાર્ય સ્થાપી શકાય છે. પણ તે સૂત્ર બોલતાં પેહેલાં તે ક્રિયાના મંગળાચરણ તરીકે પ્રથમ નવકાર મંત્રનું સ્મરણ કરાય છે.

બસ. ઉપર પ્રમાણે સામાયિકમાં બરાબર સ્થિર થઇ ચૂકયા પછી આત્માને **સામાયિકમય** બનાવવાનો હોય છે. પરંતુ બધા જીવો તેમ ન કરી શકે, માટે સામાન્યરીતે **સ્વાધ્યાયનું** સાધન સૂચવવામાં આવ્યું છે. એટલે ગુરુ પાસે સજ્ઝાયની આજ્ઞા અને સજ્ઝાય કરવાની શરુઆત કરવાની આજ્ઞા માગી, **સ્વાધ્યાયમાં પ્રવૃત્ત** થાય છે. પરંતુ કોઇપણ જાતનો સ્વાધ્યાય ન આવડતો હોય, તે બિચારા બાળજીવો શું કરી શકે ? માટે છેવટે ઓચ્છામાં ઓચ્છા સ્વાધ્યાય તરીકે **ત્રણ નવકાર ગણવાનો** સર્વ સાધારણ વિધિ બતાવ્યો છે.

૧૬. પરંતુ, સ્વાધ્યાય શરુ કરતાં પહેલાં—દરેકની ઉભા રહેવાની શક્તિ ન હોય,—તો બેસવાની જરૂર પડેજ. કારણ કે—આ વિધિ એટલો નાનામાં નાનો અને સહેલામાં સહેલો છે, કે—**બાળકો, વૃદ્ધો, અશક્તો, રોગીઓ** પણ કરી શકે, એવો **નરમમાં નરમ** વિધિ ગોઠવવામાં આવ્યો છે. [ સામાયિક પ્રતિમાનો વિધિ તે કરતાં કઠિન છે ] [ **વાહ ! કૃપાળુ આચાર્યો !**] એટલે કે તેવાઓ બેસીને પણ સામાયિક અને સ્વાધ્યાય કરી શકે. પણ તેને માટે ગુરુની આજ્ઞા તો જોઇએ જ. માટે **બેસણે સંદિસાહઉં** અને **બેસણે ઠાઉં** ? આ બે દેશો માગી લેવામાં આવે છે.

૧૭. અહીં સામાયિક લેવાથી માંડીને સામાયિક પારવા સુધીમાં કાયાની ચેષ્ટારૂપે [ખમાસમણામાં, ઇરિયાવહિયામાં, કાઉસ્સગ્ગમાં, મુહપત્તિપડિલેહવામાં વિગેરે પ્રસંગે] અનેક જાતની આધ્યાત્મિક મુદ્રાઓ થાય છે. તેનું સ્વરૂપ લખતાં ઘણો વિસ્તાર થઈ જાય, માટે લખતા નથી. પરંતુ વ્યવહારમાં પણ "હા" "ના" "ઉભા રહો" "ક્રોધ" વિગેરે સૂચક હાથ, પગ, આંખો, માથું વિગેરેની અનેક મુદ્રાઓ–આકૃતિઓ–ચેષ્ટાઓ થાય છે: તેજ પ્રમાણે અધ્યાત્મ શાસ્ત્રમાં પણ તેના હેતુઓ પાર પાડનારી અનેક મુદ્રાઓ હોય છે. સીપાહીની કવાયતની પણ અનેક સંજ્ઞાઓ હોય છે. તે પ્રમાણે અહીં સમજવાનું છે.

## પારવાના વિધિનું રહસ્ય

પારતી વખતે પણ પ્રથમની રીતે ગુરુવંદનથી શરૂ કરી ચતુર્વિંશતિ સ્તવ સુધી કરવા દ્વારા, લાગેલા ૩૨ દોષોની શુદ્ધિ કરી લઇ સામાયિકને અખંડ રીતે શુદ્ધ કર્યાનો સંતોષ ઉત્પન્ન કરી મુહપત્તિનું પ્રતિલેખન–પ્રમાર્જન કરીને ગુરુ મહારાજની આજ્ઞા મેળવી સામાયિક પૂરું કરેલું જાહેર કરવું. પરંતુ ગુરુઓ આ ઉત્તમ કાર્ય વારંવાર કરવા કહેશે. અને ઇચ્છા થાય, તો તેમની આજ્ઞા શિરે ચડાવીને કરવું પણ ખરું. પણ ખરી અશક્તિ હોય, તો યથાશક્તિ કરવાનું સ્વીકારી પારવાનું જાહેર કરવું. ત્યારે પણ તે તો એમજ કહેશે કે–તમારો "આચાર છોડશો નહીં." ત્યારે પણ "તહત્તિ" કહી એ ઉપદેશ માથે ચડાવી, છુટા પડતાં પહેલાં પગે પડી નવકાર મંગળનું સ્મરણ કરી સામાયિક વારંવાર કરવાની ભાવનાનું સત્ર–સામાઇય–વય–જુત્તો ઉચ્ચારી વારંવાર કરવાની ઇચ્છાથી સાધક છુટો પડે છે. અને વિધિ–અવિધિ માટે મિથ્યા દુષ્કૃત દઇ વિનય અને સરળતા જણાવે છે. પરંતુ જો સ્થાપનાચાર્ય સ્થાપ્યા હોય, તો જમણો હાથ પોતાના સામો રાખી [ઉત્થાપની મુદ્રા કરી નવકાર ગણી સ્થાપનાચાર્યનું વિસર્જન કરે છે.

પરમ પૂજ્ય અને પરમ પવિત્ર-
શ્રી પઞ્ચ-પરમેષ્ઠિ-
નમસ્કાર-મન્ત્ર-
મહા-મઙ્ગળ-સૂત્ર.

નમો અરિહંતાણં.
નમો સિદ્ધાણં.
નમો આયરિયાણં.
નમો ઉવજ્ઝાયાણં.
નમો લોએ સવ્વ-સાહૂણં.
એસો પંચ-નમુક્કારો
સવ્વ-પાવ-પ્પણાસણો,
મંગલાણં ચ સવ્વેસિં
પઢમં હવઇ મંગલં. ॥૧॥

પદ ૯, સંપદા ૮, ગુરુ અક્ષર ૭, લઘુ અક્ષર ૬૧, સર્વ અક્ષર ૬

સમજવાનું:—

૧ આ પાંચ આત્માઓ કરતાં વધારે પવિત્ર, કોઇ પ
વસ્તુ છે જ નહિં. માટેજ "પરમેષ્ઠિ"-ઉત્તમ
ઉત્તમ પદવી ઉપર રહેલા—એવું નામ બરાબર
૨ ગમે તેવી સ્થિતિમાં આ મન્ત્રનું શ્રદ્ધા અ
પવિત્રતાથી સ્મરણ કરનાર જૈનના તો સર્વ ઉપદ્
નાશ પામે છે. કારણકે—તે ઉત્તમમાં ઉત્તમ આ
મના છે.

# પઞ્ચ નવકાર—નમસ્કાર સૂત્ર.

[શ્રી] અર્હત્ [ ભગવંતો ] ને નમસ્કાર.
[શ્રી] સિદ્ધ [ ભગવંતો ] ને નમસ્કાર.
[શ્રી] આચાર્ય [ભગવંતો] ને નમસ્કાર.
[શ્રી] ઉપાધ્યાય [ભગવંતો] ને નમસ્કાર.
જગત્માંના સર્વ સાધુ-મુનિમહારાજાઓને નમસ્કાર.
આ પાંચ-નમસ્કારો
સર્વ પાપોનો નાશ કરે છે,
અને [જગત્ના] સઘળા યે મઙ્ગળકારી સાધનોમાં
ઉત્તમમાં ઉત્તમ [મુખ્ય] મઙ્ગળ છે. ૧

સૂચના:-

૧ દરેક ક્રિયા કરતી વેળા જે વખતે, જે સૂત્રનું જે પદ બોલાતું હોય, તે વખતે તે પદના-

-અર્થ પ્રમાણે
- મનથી:—ચિંતવન કરવું.
- વચનથી:—સૂત્રનો શુદ્ધ ઉચ્ચાર કરવો.
- કાયાથી:—અર્થના ભાવાર્થ પ્રમાણે શરીરની ક્રિયાઓ કરવી.

દાખલા તરીકે—" નમો અરિહંતાણં" એ પદ શુદ્ધ ઉચ્ચારથી બોલતી વખતે, કેમ જાણે શ્રી અર્હંત્ ભગવંતોની સામે આપણે હાજર થયા હોઇએ, તેમ-મનમાં તેઓનું સ્વરૂપ ખડું કરી, "નમો" બોલતી વખતે મસ્તક નમાવી તેઓને નમસ્કાર કરવો.

## ૨

## પંચિંદિય-શ્રીઆચાર્ય-સ્થાપના-સૂત્ર.

પંચિંદિય-સંવરણો,
 તહ, નવ-વિહ-બંભચેર-ગુત્તિ-ધરો, ।
ચઉ-વિહ-કસાય-મુક્કો,
 ઈઅ અટ્ઠારસ-ગુણેહિં સંજુત્તો; ॥૧॥
પંચ-મહ-વ્વય-જુત્તો,
 પંચ-વિહા-ઽઽયાર-પાલણ-સમત્થો, ।
પંચ-સમિઓ, તિ-ગુત્તો,
 છત્તીસ-ગુણો ગુરૂ મજ્ઝ. ॥૨॥

સમજવાનું

૧. ગુરુમહારાજની સામે, તે ન હોય તો સ્થાપનાચાર્યની સામે, તે ન હોય તો સ્થાપનાચાર્ય સ્થાપીને તેની સામે, ધાર્મિક ક્રિયા કરવાથી શુદ્ધ થઈ ફળ આપે છે.
૨. ઉંચા આસન ઉપર મૂકેલા સમ્યગ્ દર્શન, જ્ઞાન, કે ચારિત્રના ઉપકરણ સામે, જમણો હાથ સવળો રાખી [સંસ્થાપનીમુદ્રા કરી] મંગળ માટે નવકાર મંત્ર અને આ સ્થાપના સૂત્ર બોલીને સ્થાપના કરી આચાર્ય મહારાજ સ્થાપી શકાય છે.

# શ્રી આચાર્ય મહારાજની સ્થાપના માટેનું સૂત્ર.

પાંચ ઇંદ્રિયોને [વિકારો તરફ જતાં] રોકી લેનાર,
તેમજ,
બ્રહ્મચર્ય વ્રતની નવ પ્રકારની ગુપ્તિઓને ધારણ કરનાર,
[અને] ચાર પ્રકારના કષાયો વગરના,
એ અઢાર ગુણોએ સહિત— ૧
[ તથા ]
પાંચ મહાવ્રતોએ સહિત,
પાંચપ્રકારના આચારો પાળવામાં સમર્થ,
પાંચ સમિતિવાળા, [અને] ત્રણ ગુપ્તિવાળા,
[એમ] છત્રીશ ગુણોવાળા મારા ગુરુ [મહરાજ] છે. ૨

સૂચના:—

૧. આ સૂત્ર બોલતી વખતે, તેના અર્થ ચિંતવતી વખતે "સ્થાપનામાં ગુરુ મહારાજના ગુણો ઉતરે છે." તેવું મનમાં ચિંતવવું. અને શબ્દોનો ઉચ્ચાર તથા શરીરની ચેષ્ટા પણ એવાંજ રાખવા.

૨. ગુરુ મહારાજની રૂબરૂમાં જેવા વિનય, નમ્રતા, સભ્યતા વિગેરે રાખીએ, તેજ પ્રમાણે સ્થાપનાચાર્યની સામે પણ રાખવાના છે.

# શ્રી લઘુ-ગુરુ-વન્દન-સૂત્રો.

## ૩-ઇચ્છામિ ખમા-સમણો-પ્રણિપાત-સૂત્ર

શિષ્ય:-

ઇચ્છામિ[૫]--

ખમા-સમણો !

વંદિઉં[૪]--

જાવણિજ્જાએ[૩],

નિસીહિઆએ[૨] ?

ગુરુ:-

છંદેણ.

શિષ્ય:-

મત્થએણ વંદામિ.

સમજવાનું:—

૧ શ્રી જિનેશ્વર ભગવંતોને અને મુનિ મહારાજાઓને કોઈ પણ ક્રિયામાં આ સૂત્રથી ટુંકામાં વંદન થઈ શકે છે.

૨ પ્રાતઃકાળમાં દેવ-ગુરુને વંદન કર્યા વિના મોઢામાં કાંઈ પણ ન જ નાખવું જોઈએ

# ગુરુવન્દનકરવાનાનાનાસૂત્રો

## પઞ્ચાઙ્ગ-પ્રણિપાત--સૂત્ર

શિષ્યઃ-

હે ક્ષમા [ના ભંડાર] શ્રમણ [મુનિમહારાજ]!
[હિંસાદિક પાપો તરફ જતી મારા મન, વચન
કાયાની સર્વ પ્રવૃત્તિઓને] રોકી લઈ,
[આપને વંદન કરવામાં] સર્વ શકિતઓનો
ઉપયોગ કરી,
હું [આપને] વંદન કરવા ઇચ્છું છું?

ગુરુઃ-

{[તમારી] ઇચ્છા પ્રમાણે [કરો.]}

શિષ્યઃ-

મસ્તક નમાવી હું [આપને] વંદન કરું છુ.

સુચનાઃ-

૧. સૂત્ર બોલતાં બહુ-માન સૂચક શુદ્ધ ઉચ્ચાર કરવો.
૨. મનમાં ગુરુ મહારાજ તરફ બહુ-માન રાખવું.
૩. વંદન કરવામાંજ મન, વચન, કાયાને રોકવા.
૪. વંદન કરતી વખતે સત્તર પ્રમાર્જના જાળવવી
૫. પઞ્ચાઙ્ગ પ્રણિપાત=પાંચ અંગો=બે હાથ, બે
ઢીંચણ, અને માથુઃ એ પાંચ અંગો જમીન સાથે
લગાડી બાત્રીશ દોષ ટાળીને વંદન કરવું.

## ૪ ઈચ્છકાર-સુ-ગુરુ-સાતા-પૃચ્છા-સૂત્ર.

શિષ્યઃ—

ઇચ્છં[1]-કાર-

સુહ રાઈ ?

સુહ[2] દેવસિ ?

સુખ તપ ?

સરીર નિરાબાધ ?

સુખ સંજમ-જાત્રા નિર્વહો[3] છો જી ?

સ્વામિ! સાતા છે જી ?

ગુરુઃ--

દેવ-ગુરુ-પસાય

શિષ્યઃ--

ભાત-પાણીનો લાભ દેજો જી.

ગુરુઃ-- [વર્તમાન જોગ.]

સમજવાનું

૧ વંદન કર્યા પછી, ગુરુ મહારાજની સાર સંભાળ, અને ભક્તિ બહુમાન પૂર્વક પ્રશ્નો પૂછી—અગવડો દૂર કરવા, સગવડો આપવા પૂરા પ્રયત્નો કરવા જોઈએ.

## ૪ પૂજ્યગુરુનેસુખસાતાપૂછવામાટેનુંસૂત્ર.

[હે ગુરુમહારાજ !] ઇચ્છાપૂર્વક [આપ જણાવશો]?
કે-[આપની] રાત્રી સુખે [વીતી છે] ?
[આપનો] દિવસ સુખે [વીત્યો છે] ?
[આપને] તપશ્ચર્યા સુખે-[થાય છે ?]
[આપના] શરીરે પીડા નથી ને ?
ચારિત્ર[ધર્મ-રૂપી] યાત્રાનો નિર્વાહ સુખે થાય છે ને ?
હે સ્વામિ ! [એકંદર] આપને આરામ છે ને ?

ગુરુ:-

[શ્રી દેવ-ગુરુની કૃપાથી [અમારે શાન્તિ છે ]]

શિષ્ય :-

આહાર-પાણી[લેવાપધારીભક્તિનો]લાભ આપશોજી.

ગુરુ:-

[તે વખતે જેવા સંજોગો.]

સુચના:—

૧. તીર્થંકરો અને તેમના પવિત્ર ધર્મને ઓળખાવનાર આ જગત્માં ગુરુ મહારાજ શિવાય બીજું કોઈ સમર્થ નથી. માટે તે ઉપકારના બદલામાં તન-મન ધન અર્પણ કરવાથી પણ તેનો બદલો વળી ન શકે.

વિણએ,
વેયાવચ્ચે;
આલાવે,
સંલાવે;
ઉચ્ચા-ऽऽસણે,
સમા-ऽऽસણે,
અંતર-ભાસાએ,
ઉવરિ-ભાસાએ,
જં કિંચિ-
મજ્ઝ વિણય-પરિહીણં--
સુહુમં વા,
બાયરં વા
તુબ્ભે જાણહ,
અહં ન જાણામિ.
તસ્સ--
મિચ્છા મિ દુક્કડં.

ગુરુઃ—

વિનય [ભક્તિ યુક્ત બહુ-માન]માં,[કે]
વેયાવચ્ચ [સેવા-ચાકરી] માં;
સાધારણ વાતચીતમાં, [ કે ]
  લાંબી વાતચીતમાં;
[આપ કરતાં] ઉંચુ આસન રાખવાથી, [કે]
  સરખું આસન રાખવાથી
વચ્ચે ડ્હાપણ ડ્હોળવાથી, [કે]
ગુરુઉપરાંત [પોતાની] હોંશિયારી બતાવવાથી;
[બીજું પણ] જે કાંઇ—
  નાનું, અથવા
  મોટું,
મારું વિનય-રહિત [આચરણ] હોય,
આપ [તે] જાણતા હો [યા નહીં, અને]
  હું [પણ તે] ન જાણતો [યા જાણતો] હોઉં;

## તે[સંબંધિ]નું—

  મારું [સઘળું] દુષ્કૃત્ય મિથ્યા થાઓ.

ગુરુઃ—

  અમારું દુષ્કૃત્ય [પણ] મિથ્યા થાઓ.

૧. ગુરુ તરફ વિનય [બહુ-માન] પૂર્વક હૃદયની ભક્તિ રાખવી
૨. ગુરુનું વૈયાવચ્ચ[સેવા ચાકરી] વગેરે કરવું.
૩. ગુરુ સાથે સભ્યતા અને શાંતિથી વાત કરવી.
૪. આહાર-પાણીમાં તેમનીઅનુકુળતાજાળવવી.
૫. ગુરુના આસનથી શિષ્યેનીચું આસન રાખવું.
૬. ગુરુનીવાતચીતમાંવચ્ચેબોલીડહાપણનડહોળવું.
૭. ગુરુ કરતાં વિશેષ હોંશિયારી ન બતાવવી.
૮. ગુરુને હંમેશાં પોતાની ઉપર રાજી રાખવાજ.
૯. પોતાની કેબીજાનો ખાતરગુરુને નારાજ ન કરવા.
૧૦. છતાં,નાની મોટી કોઇપણ ભૂલ જાણતાં અજાણતાં થઇહોય,તોતેનીપશ્ચાત્તાપપૂર્વકક્ષમામાગીલેવી.

સુચનાઃ—

૧. મધ્યાહ્ન પહેલાં "રાઇય", અને મધ્યાહ્ન પછી 'દેવસિઅ" બોલવું.
૨. " ખામેમિ દેવસિઅં " બોલીને પંચાગ પ્રણિપાત કરી, જમણો હાથ જરા આગળ રાખવો, અને ડાબો હાથ મોં ઉપર રાખી જયણા રાખવી.
૩. પહેલા " જંકિંચિથી " વિગતવાર, અને બીજાથી સામાન્ય આલોચના કરી. "તસ્સ-"થી અપરાધોનું પ્રતિક્રમણ બનાવેલ છે.

શ્રી તીર્થંકર ભગવંતો જાવજીવનું મહા સામાયિક કરે છે;
અને
મોક્ષ પ્રાપ્ત કરે છે.

# શ્રી લઘુ-સામાયિક સૂત્રો.

[ શ્રાવક તથા શ્રાવિકાઓ
મહા સામાયિકની વાનગીરૂપ-
ઓચ્છામાં ઓચ્છું—
આ લઘુ-સામાયિક કરી,
મહા સામાયિક માટે લાયક થઇ શકે છે.]

શ્રી મુનિરાજો પણ ભગવંતની આજ્ઞા પ્રમાણે
જાવજીવની મહા સામાયિકની સાધના કરી
આત્મ કલ્યાણ સાધે છે.

## ૫ ઈરિયા-વહિય-લઘુ-પ્રતિક્રમણ-સૂત્ર.

શિષ્યઃ—

ઇચ્છાં-કારેણ સંદિસહ ભગવન્!

ઈરિયા-વહિયં પડિક્કમામિ ?

ગુરુ:—

{ પડિક્કમેહ. }

શિષ્ય:—

ઇચ્છં

ઇચ્છામિ પડિક્કમિઉં==

ઈરિયા-વહિયાએ-

વિરાહણાએ=

-ગમણા-ઽઽગમણે——

પાણ-ક્કમણે,

બીય-ક્કમણે,

હરિય-ક્કમણે,

ઓસા-

ઉત્તિંગ-

## ૬ ઈર્યા-પથિકી-ક્રિયાથી થયેલી વિરાધના-ઓનું પ્રતિક્રમણ કરવા માટેનું-સૂત્ર.

શિષ્યઃ—

હે ગુરુ-મહારાજ! આપ ઇચ્છાપૂર્વક આજ્ઞા આપશો?

[કે] રસ્તામાં જતાં આવતાં થયેલી હિંસા રૂપ વિરાધનાનું [આલોચન કરીને] હું પ્રતિક્રમણ કરું?

ગુરુઃ—

{ તમે [ખુશીથી ઇર્યાપથિકાનું] પ્રતિક્રમણ કરો.}

શિષ્યઃ—

હું [પણ એમજ] ઇચ્છું છું.

ઇર્યાપથમાં થયેલી-

વિરાધનાનું=

હું પ્રતિક્રમણ કરવા≡

ઇચ્છું છું.—

[એટલે કે]—

-જવા—આવવા [વિગેરે પ્રવૃત્તિઓ ]માં--

પ્રાણિઓ ઉપર [ થઇને ] ચાલતાં,

બીજો ઉપર [ થઇને ] ચાલતાં,

લીલો વનસ્પતિ ઉપર [ થઇને ] ચાલતાં,

ઝાકળ—

કીડીઓના દર--

પણુગ-

દગ-

મટ્ટી-

મક્કડા-સંતાણા--

સંકમણે;

જે[2] મે[1] જીવા[3]--

વિરાહિયા=

—એગિંદિયા,

—બેઇંદિયા,

—તેઇંદિયા,

—ચઉરિંદિયા,

—પંચિંદિયા,

=અભિહયા,

=વત્તિયા,

=લેસિયા,

સંઘાઇયા,

પાંચ પ્રકારની ફૂગ-

પાણી-

માટી-

[અને] કરોળીયાના જાળાં-

ઉપર [થઈને] ચાલતાં;-

મેં જે જીવો-

વિરાધ્યા [હણ્યા-દુઃખી કર્યાં] હોય=

-[તેમાંના]

-[કોઈ] એક ઇન્દ્રિયવાળા,

-[કોઈ] બે ઇન્દ્રિયવાળા,

-[કોઈ] ત્રણ ઇન્દ્રિયવાળા,

-[કોઈ] ચાર ઇન્દ્રિયવાળા,

-[કોઈ] પાંચ ઇન્દ્રયવાળ,

=[એટલે કે જાણીને કે અજાણતાં-]

=ચાલતાં હું તેઓ સાથે અથડાવાથી તે દુઃખી થયા હોય,

=હું ઉતાવળે ચાલતાં તેઓ ધૂળથી ઢંકાઈ ગયા હોય,

=મારી અને બીજા કોઈ પદાર્થ વચ્ચે ભીંસાયા હોય,

=ભયના માર્યા તેઓને સંકોચાઇ જવું પડ્યું હોય,

=સંઘટ્ટિયા,
=પરિયાવિયા,
=કિલામિયા,
=ઉદ્દવિયા
=ઠાણાઓ ઠાણં સંકામિયા,
=જીવિયાઓ વવરોવિયા,

≡તસ્સ—
મિચ્છા[૩] મિ દુક્કડં[૨].

૬. તસ્સ-ઉતરી-કાઉસ્સગ્ગ-સૂત્ર.

તસ્સ--
-ઉત્તરી[૩]-કરણેણં—
-પાયચ્છિત્ત[૪]-કરણેણં,
-વિસોહી-કરણેણં,
-વિસલ્લી-કરણેણં--
પાવાણં કમ્માણં નિગ્ઘાયણ-ટ્ઠા[૨]એ--
=ઠામિ કાઉસ્સગ્ગં

=ભાગ નાસ કરતાં પરસ્પર અથડાઈ મૂઆ હોય,
=હેરાન હેરાન કરી મૂક્યા હોય,
=અધમૂઆ કરી નાંખ્યા હોય,
=બીકથી થથરાવી મૂક્યા હોય,
=પોત પોતાના રહેઠાણથી વિખૂટા પાડ્યા હોય,
=[અને] તદ્દન મારી નાંખ્યા હોય;

તે [ વિરાધના ] સંબંધીનું–

માફું દુષ્કૃત્ય [પાપ] મિથ્યા [ થાઓ: ]

## ૭. પ્રતિક્રમણ કર્યું છતાં વિશેષ શુદ્ધિ માટે કાયોત્સર્ગ કરવા માટેનું-સૂત્ર.

≡તે [ પ્રતિક્રમણ કરવા છતાં બાકી રહેલા ત્રણ શલ્યરૂપી દોષો ]ની--

[માયા, મિથ્યાત્વ અને નિયાણું એ ત્રણ] શલ્ય રહિત થઇ-
વિશેષ શુદ્ધિ કરવા માટે,-
[પ્રતિક્રમણ પછી] ઉત્તર-ક્રિયારૂપ-
[ કાયોત્સર્ગ નામનું ] પ્રાયશ્ચિત્ત કરવા
[ અને એકંદર ] પાપકર્મોનો નાશ કરવા માટે-
=હું કાઉસ્સગ્ગ [ કાયાના ત્યાગમાં] [સ્થાન, ધ્યાન, અને મૌનવડે ] સ્થિર થાઉં છું.

## ૭. અન્નત્થ–કાયોત્સર્ગના આગારનું–સૂત્ર.

—અન્નત્થ=
ઊસસિએણં,
નીસસિએણં;
ખાસિએણં
છીએણં,
જંભાઇએણં;
ઉડ્ડુએણં,
વાય-નિસગ્ગેણં,
ભમલીએ,
પિત્ત-મુચ્છાએ;
સુહુમેહિં અંગ-સંચાલેહિં,
સુહુમેહિં ખેલ-સંચાલેહિં,
સુહુમેહિં દિટ્ઠિ-સંચાલેહિં.
એવમાઇએહિં આગારેહિં-
અભગ્ગો, અવિરાહિઓ-
હુજ્જ મે કાઉસ્સગ્ગો.

# ૮. કાઉસ્સગ્ગની છુટો, મર્યાદા અને અર્થ.

=શિવાય કે—
શ્વાસ લેવો,
શ્વાસ મૂકવો;

ઉધરસ,
છીંક,
બગાસું;

ઓડકાર,
પવનનું છુટવું,
ચકરી,
પિત્તનો-ઉછાળો;

શરીરની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચેષ્ટા,
કફનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ ફરકવું,
આંખનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્ફૂરણ થવું.

એ વિગેરે [બાર અને બીજા ચાર] આગારો=છુટો
શિવાય [હું કાઉસ્સગ્ગમાં સ્થિર થાઉં છું].
[એ આગારો શિવાય]
ભાંગ્યા વગરનો [અને] વિરાધાયા વગરનો
મારો કાઉસ્સગ્ગ [સંપૂર્ણ] થાઓ.

## ૮ લોગસ્સ-ચતુર્વિંશતિ નામસ્તવ-સૂત્ર.

લોગસ્સ ઉજ્જોય-ગરે,
ધમ્મ-તિત્થ-યરે, જિણે, ।
અરિહંતે, કિત્તઇસ્સં
ચઉવ્વીસં પિ કેવલી. ॥ ૧ ॥
ઉસભમ-જિઅં ચ વંદે
સંભવમભિણંદણં ચ સુમઇં ચ ।
પઉમ-પ્પહં સુ-પાસં
જિણં ચ ચંદ-પ્પહં વંદે ॥ ૨ ॥
સુવિહિં ચ પુપ્ફ-દંતં
સિઅલ-સિજ્જંસ-વાસુ-પુજ્જં ચ ।
વિમલમણંતં ચ જિણં
ધમ્મં સંતિં ચ વંદામિ ॥ ૩ ॥
કુંથું અરં ચ મલ્લિં
વંદે મુણિ-સુવ્વયં નમિ-જિણં ચ ।
વંદામિ રિટ્ઠ-નેમિં
પાસં તહ વદ્ધમાણં ચ ॥ ૪ ॥

મોહ જીતી, કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી, [ એક, બે નહીં, પરંતુ નીચે જણાવેલા ] ચોવીશેય [ આ ભરત ક્ષેત્રમાં ] ધર્મ-તીર્થ [ સંસ્થા=જૈન શાસનરૂપ ધાર્મિક સંસ્થા ] ના સંસ્થાપક, જગત્‌ને ઉજાળનારા, [ ત્રિલોકપૂજ્ય-] અર્હત્ [ ભગવંતો ] ની નામો લઈ [ અને બીજા અનન્ત તીર્થંકરોની ગર્ભિત રીતે, દરેકના ઉપર એક સરખા ભક્તિભાવથી]સ્તુતિ કરીશ. ૧

[ શ્રી ] ઋષભ [દેવ], અજિત [નાથ], સંભવ [નાથ], અભિનન્દન [સ્વામિ]અને સુમતિ [નાથ] ને વન્દું છું.
પદ્મપ્રભ, સુપાર્શ્વ [ નાથ ] અને
ચન્દ્રપ્રભ જિનેશ્વર [ પ્રભુને ] વન્દન કરું છું. ૨

સુવિધિ [નાથ]અથવા [બીજું નામ] પુષ્પદંત [સ્વામિ], શીતળ[નાથ], શ્રેયાંસ[નાથ]અને વાસુ-પૂજ્ય[સ્વામિ], તથા વિમલ [ નાથ ], અનન્ત [ નાથ ] જિનેશ્વર ધર્મ [નાથ] અને શાન્તિ[નાથ પ્રભુ]ને વન્દન કરું છું. ૩

કુન્થુ [નાથ], અર [ નાથ ] અને મલ્લિ [નાથ પ્રભુ], [તથા] મુનિ-સુવ્રત [ સ્વામિ ] અને નમિ [ નાથ ]
જિનેશ્વરને વન્દન કરું છું.
અરિષ્ટ નેમિ [પ્રભુ], તથા પાર્શ્વ [ નાથ ] અને
[મહાવીર] વર્ધમાન [ સ્વામિ ] ને વન્દન કરું છું. ૪

એવં મએ અભિથુઆ

વિહુય-રય-મલા પહીણ-જર-મરણા ।

ચઉવીસં પિ જિણ-વરા

તિત્થ-યરા મે પસીયંતુ ॥ ૫ ॥

કિત્તિય-વંદિય-મહિયા

જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા ।

આરુગ્ગ-બોહિ-લાભં

સમાહિ-વરમુત્તમં દિંતુ ॥ ૬ ॥

ચંદેસુ નિમ્મલયરા

આઇચ્ચેસુ અહિયં પયાસ-યરા ।

સાગર-વર-ગંભીરા

સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥

સમજવાનું:—

૧ આ જગતમાં જે કાંઈ પવિત્રતા-ઉજળામણ છે, તે તીર્થંકર ભગવંતોએજ કરેલી છે.

૨ માટે તે ચોવીશે ય તરફ એક સરખું બહુમાન રાખવું.

આ પ્રકારે [ મન, વચન કાયાની એકાગ્રતાથી ] મારા વડે સ્તુતિ કરાયેલા, [ તાજાં કર્મ રૂપી ] રજ અને [ જુનાં કર્મ રૂપી ] મેલ વગરના, તથા [ સર્વથા ] વૃદ્ધાવસ્થા અને મરણથી રહિત થયેલા [ એ ] ચોવીશે ય જિનેશ્વર તીર્થંકર [ભગવંતો] મારા ઉપર પ્રસન્ન [ સમકિત ગુણ મળવામાં નિમિત્તરૂપ ] થાઓ, [ પ્રસન્ન થાઓ. ] ૫

જે એઓ [જગત્માં] કીર્તન કરાયેલા, વન્દન કરાયેલા, પૂજા કરાયેલા અને ઉત્તમ સિદ્ધ થયેલા [છે, તેઓ ] આરોગ્ય [ મોક્ષ ] માટે બોધિ [ સમકિત ] નો [ પૂરો ] લાભ અને ઉંચામાં ઉંચી સારી [સમ્યગ્ જ્ઞાન અને ચારિત્ર રૂપી ભાવ ]સમાધિ [ માં નિમિત્ત-ભુત થાઓ ] આપો. [ સમાધિ આપો. ] ૬

ચન્દ્રો કરતાં યે અત્યન્ત નિર્મળ, સૂર્યો કરતાં યે અધિક પ્રકાશ ફેલાવનારા, મોટામાં મોટા [ સ્વયંભૂર-રમણ ] સમુદ્રથી યે [ખૂબ] ગંભીર અને [ તેઓ જાતે ] સિદ્ધ થયેલા [ મોક્ષમાં ગયેલા છે, માટે ], મને [ પણ ] સિદ્ધિ [ મોક્ષ ] આપો, [ સિદ્ધિ આપો-મોક્ષ મળવામાં નિમિત્ત ભૂત થાઓ ] ૭

## શ્રી ચોવીશ અર્હત્-તીર્થંકર ભગવંતોના નામ

| ક્રમ | નામ | પિતા | માતા | લંછન |
|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | નાભિ રાજા | મરુદેવી | ,, વૃષભ |
| ૨ | અજિતનાથ | જિતશત્રુ | ,, વિજયા | ,, હાથી |
| ૩ | સંભવનાથ | જિતારિ | ,, સેના | ,, ઘોડો |
| ૪ | અભિનન્દન | સંવર | ,, સિદ્ધાર્થા | ,, વાંદરો |
| ૫ | સુમતિનાથ | મેઘ | ,, મંગલા | ,, ક્રોંચ |
| ૬ | પદ્મપ્રભ | શ્રીધર | ,, સુશીલા | ,, રાતું કમળ |
| ૭ | સુપાર્શ્વનાથ | પ્રતિષ્ઠ | ,, પૃથ્વી | ,, સાથીઓ |
| ૮ | ચંદ્રપ્રભ | મહસેન | ,, લક્ષ્મણા | ,, ચંદ્ર |
| ૯ | સુવિધિનાથ | સુગ્રીવ | ,, રામા | ,, મગર |
| ૧૦ | શીતલનાથ | દઢરથ | ,, નન્દા | ,, શ્રીવત્સ |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિષ્ણુ | ,, વિષ્ણુ | ,, ખડ્ગી[ગેંડો |
| ૧૨ | વાસુપૂજ્ય | વસુપૂજ્ય | ,, જયા | ,, પાડો |
| ૧૩ | વિમલનાથ | કૃતવર્મા | ,, શ્યામા | ,, સુકર |
| ૧૪ | અનન્તનાથ | સિંહસેન | ,, સુયશા | ,, સિંચાણો |
| ૧૫ | ધર્મનાથ | ભાનુ | ,, સુવ્રતા | ,, વજ્ર |
| ૧૬ | શાન્તિનાથ | વિશ્વસેન | ,, અચિરા | ,, હરણ |
| ૧૭ | કુન્થુનાથ | સુર | ,, શ્રી | ,, બકરો |
| ૧૮ | અરનાથ | સુદર્શન | ,, દેવી | ,, નન્દાવર્ત |
| ૧૯ | મલ્લિનાથ | કુમ્ભ | ,, પ્રભાવતી | ,, કળશ |
| ૨૦ | મુનિસુવ્રત | સુમિત્ર | ,, પદ્મા | ,, કાચબો |
| ૨૧ | નમિનાથ | વિજય | ,, વિપ્રા | ,, નીલું કમળ |
| ૨૨ | નેમિનાથ | સમુદ્ર વિજય | ,, શિવા દેવી | ,, શંખ |
| ૨૩ | પાર્શ્વનાથ | અશ્વસેન | ,, વામા | ,, સર્પ |
| ૨૪ | વર્ધમાન સ્વામી | સિદ્ધાર્થ | ,, ત્રિશલા | ,, સિંહ |

# મુહપત્તિ પડિલેહણનો વિધિ અને ૨૫ બોલ.

કોઇપણ ક્રિયા કરતી વખતે ક્રિયાની શરૂઆત સૂચવનાર ક્રિયા તરીકે દરેક ઉપયોગી ઉપકરણો, તથા મકાનનું પડિલેહણ કરવું જ જોઇએ, અને પ્રમાર્જના પણ કરવી જોઇએ. પરંતુ એ ન કરી શકે તેણે ટુંકામાં પડિલેહણ તરીકે મુહપત્તિનું પડિલેહણ તથા શરીરની પ્રમાર્જના કરવાથી ચાલી શકે. કોઈપણ જૈન ક્રિયામાં-અહિંસા સંજમ-અને તપ હોય જ છે. મુહપતિ પડિલેહણમાં પણ તે જ તત્ત્વો છે.

[ ૧ ઉભડક બેસો. ૨ બે હાથ બે પગ વચ્ચે રાખો. ૩ મુહપત્તિ ઉકેલો. ૪ બન્ને હાથથી બન્ને છેડા પકડો. ૫ મુહપત્તિ સામે દૃષ્ટિ રાખો, ને બોલો—]

**સુત્ર—**

[ ૬ પછી તેને ડાબા હાથ ઉપર મુકી. ડાબે હાથે પકડેલો છેડો જમણે હાથે પકડો. અને જમણે હાથે પકડેલો છેડો ડાબે હાથે પકડી, સામે જોઈ—]

**અર્થ, તત્ત્વ કરી સદ્દહું.**

[ ૭ પછી-ડાબા હાથ તરફનો ભાગ ત્રણ વાર ખંખેરો, તે વખતે-]

**સમ્યક્ત્વ મોહનીય મિશ્ર, મોહનીય, મિથ્યાત્વ-મોહનીય પરિહરું.**

[ ૮ વળી, ડાબા હાથ ઉપર મુહમત્તિ મૂકી પાસું ફેરવી જમણા હાથ તરફનો ભાગ ત્રણ વાર ખંખેરતાં નીચેના અનુક્રમે ત્રણ બોલ]

**કામ રાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરું**

[ ૯ મુહપત્તિનો મધ્ય ભાગ ડાબા હાથ ઉપર નાંખી. વચલી ઘડી પકડી બેવડી કરો. ]

[ ૧૦ જમણે હાથના આંગળાના ત્રણ આંતરામાં મુહપત્તિ ભરાવો.

[ ૧૧ પછી ડાબા હાથની હથેલીને ન અડે એવી રીતે કાંડા સુધી ત્રણ ટપ્પે લાવો. અને દરેક વખતે બોલો—]

**સુદેવ, સુગુરુ, સુધર્મ આદરું.**

[ ૧૨ પછી હાથને અડે તેવી રીતે કાંડેથી હથેલી સુધી કાંઈક કાઢી નાંખતા હો, તેમ ત્રણ ટપ્પે કરો, ને બોલો–]

**કુદેવ, કુગુરુ, કુધર્મ પરિહરું.**

[ ૧૩ વળી ત્રણ ટપ્પે હથેલીથી કાંડા સુધી અધ્ધર રાખી અંદર લો અને બોલો—]

**જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું.**

[ ૧૪ વળી ત્રણ ટપ્પે બહાર કાઢો અને બોલો––]

**જ્ઞાન, દર્શન, ચારિત્ર વિરાધના પરિહરું.**

[ ૧૫ વળી ત્રણ ટપ્પે અંદર લો. અને બોલો– ]

**મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરું.**

[ ૧૬ વળી એમજ ત્રણ ટપ્પે બહાર કાઢો—]

**મનદંડ, વચનદંડ, કાયદંડ પરિહરું.**

---

## શરીરની પડિલેહણનો વિધિ અને ૨૫ બોલ

[ ૧ એમ આંગળામાં ભરાવેલી મુહપત્તિથી ડાબા હાથની-વચ્ચે, અને બન્ને બાજુ: એમ ત્રણ વાર પ્રમાર્જે,ને બોલો].

**હાસ્ય, રતિ, અરતિ પરિહરું.**

[ ૨ એવીજ રીતે ડાબાહાથના આંગળાઓના આંતરામાં મુહપત્તિ રાખી, જમણા હાથે, એ પ્રમાણે વચ્ચે અને બન્ને બાજુએ પ્રમાર્જના કરો અને બોલો—]

**ભય, શોક, દુગંચ્છા પરિહરું.**

[ ૩ પછી આંગળામાંથી મુહપત્તિ કાઢી લઈ, બેવડીને બેવડી મુહપત્તિના બન્ને છેડા બન્ને હાથથી પકડી માથા ઉપર ત્રણ વખત પ્રમાર્જના કરવી ને અનુક્રમે બોલો—]

**કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા, કાપોત લેશ્યા પરિહરું.**

[ ૪ એજ પ્રમાણે ત્રણ વાર ત્હોં ઉપર પ્રમાર્જના કરો, અને અનુક્રમે બોલો—]

**રસગારવ, ઋદ્ધિગારવ, સાતાગારવ પરિહરું.**

[ ૫ એજ પ્રમાણે છાતી ઉપર ત્રણવાર પ્રમાર્જના કરો, અને બોલો–]

**માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરું.**

[ ૬ હવે મુહપત્તિ જમણા હાથમાં પહોળી પકડી જમણા ખભા ઉપર પ્રમાર્જો, અને બોલો—]

**ક્રોધ.**

[ ૭ ડાબા હાથમાં લઈ, ડાબા ખભા ઉપર પ્રમાર્જો અને બોલો—]

**માન પરિહરું.**

[ ૮ એમને એમ ડાબા હાથમાં રાખી, જમણી કાખમાં પ્રમાર્જના કરો, અને બોલો—]

**માયા.**

[ ૯ જમણા હાથમાં પકડી, ડાબી કાખમાં પ્રમાર્જના કરો, અને–બોલો—]

**લોભ પરિહરું,**

[ ૧૦ પછી–જમણા* પગની વચ્ચે અને બન્નેય બાજુએ એમ ચરવળાવતી ત્રણ વખત પ્રમાર્જતી વખતે બોલો—]

**પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, ની જયણા કરું.**

[ ૧૧ એજ પ્રમાણે–ડાબે પગ વચ્ચે અને બન્નેય બાજુએ પ્રમાર્જના કરો અને બોલો—]

**વાયુકાય, વનસ્પતિ કાય, ત્રસ કાયની જયણા કરું.**

---

*અહીં બતાવેલ જમણાને બદલે ડાબો પગ, અને ડાબાને બદલે જમણો પગ બીજા ગ્રન્થમાં છે.

# સકલ જૈન શાસ્ત્રોના બીજ રૂપ શ્રીમદ્ આવશ્યક-સૂત્ર

# [સામાયિકદણ્ડક-સૂત્ર]

કરેમિ [૨] ભંન્તે! [૧] સામાઈયં,—
[૩] સાવજ્જં જોગં પચ્ચક્ખામિ=
જાવ નિયમં, પજ્જુવાસામિ.
=દુ-વિહં≡
=તિ-વિહેણં—
—મણેણં,
વાયાએ,
કાયેણં;
≡નં કરેમિ,
નં કારવેમિ;
તસ્સં—[૪] ભન્તે!
—[૫] પડિક્કમામિ,

# શ્રાવક માટેના સામાયિક વ્રતનું—સૂત્ર.

હે [તીર્થંકર] ભગવંત! [આપના ઉપદેશ પ્રમાણે
અને હે ગુરુમહારાજ!. આપની આજ્ઞા પ્રમાણે]
હું [યથાશકિત] સામાયિક કરવા [અનાદિકાળની
વિષમ સ્થિતિ અટકાવી મારા આત્માને સમ
સ્થિતિમાં લાવવા] ઇચ્છું છું.

ત્રણ પ્રકારે [એટલે] મન, વચન અને કાયાએ કરી, [તથા] બે પ્રકારેઃ [એટલે] ન કરવું અને ન કરાવવું; [એમ ૬ પ્રકારે, હવે પછી મારા મનના બેઘડીના] નિયમ સુધી, હું સાવદ્ય યોગોનો ત્યાગ કરું છું. [અને ત્યાં સુધી-બે ઘડી સુધી આપની] સેવા કરું છું.

હે ભગવન્ત [ગુરુમહારાજ]!
તે [સાવદ્ય યોગો કદાચ થઇ જાય, તથા પહેલાના
થયેલા હોય, તે] નું-
પ્રતિક્રમણ કરું છું,

²²નિંદામિ

²³ગરિહામિ

[૬] અપ્પાણં વોસિરામિ.

સમજવાનું :—

આ સૂત્ર જૈન-શાસ્ત્રોનું અને ધર્મનું મૂળ છે. તે
ઉપરજ જૈનધર્મની રચના છે. સમગ્ર જૈન શાસ્ત્રો તે સૂ
નાજ અર્થો છે. છ આવશ્યકો આમાં સમાયેલા છે. બી
સૂત્રોમાં આવતાં આના પદો મોટા અક્ષરથી બતાવ્યા

## સામાયિક લેતાં ગુરુ-શિષ્યના વાકયો

શિષ્ય—સામાયિક મુહપત્તિ પડિલેહુઉં ?
ગુરુ—પડિલેહેહ
શિષ્ય-સામાયિક સંદિસાહુઉં ?
ગુરુ—સંદિસામિ
શિષ્ય—સામાયિક ઠા ?
ગુરુ—ઠાએહ,
શિષ્ય—ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દણ્ડક ઉચ્ચરાવોજી
શિષ્ય-બેસણે સંદિસાહુઉ
ગુરુ—સંદિસામિ
શિષ્ય—બેસણે ઠાઉં ?
ગુરુ—ઠાએહ,
શિષ્ય-સજ્ઝાય સંદિસાહુ
ગુરુ—સંદિસામિ,
શિષ્ય—સજ્ઝાય કરું !
ગુરુ—કરેહ

[ આપ સમક્ષ તેની ] નિંદા કરું છું,
[ હું પોતે પણ તેની ] ગર્હા કરું છું.
[ગમે તે ભોગે સામાયિકમાં સ્થિર રહેવા ખાતર મારા
બાહ્ય— ] આત્માનો ત્યાગ કરું છું.

સૂચના.

તીર્થંકરો અને સર્વ મુનિઓ દીક્ષા વખતે તથા બીજી અનેક ક્રિયાઓમાં ફેરફાર સાથે આ સૂત્ર બોલે છે. સામાયિક સૂત્રોમાં મુખ્ય આ સામાયિક દણ્ડક મહા. સૂત્રનો ઘણી જ ગંભીર-ભાવનાથી ઉચ્ચાર કરવો.

## અને તેના અર્થો -

સામાયિક મુહપત્તિનું પ્રતિલેખન કરું ? પ્રતિલેખન કરો.
સામાયિકનો આદેશ આપશોજી. આદેશ આપું છું.
સામાયિકમાં સ્થિર થાઉં. સ્થિર થાઓ.

હે ભગવાન્ કૃપા કરી આપ ઇચ્છાપૂર્વક-
સામાયિક દંડક સૂત્રનો ઉચ્ચાર કરાવશોજી.
બેસવાનો આદેશ આપશોજી. આદેશ આપું છું.
બેસવામાં સ્થિર થાઉં છું [બેસું છું] સ્થિર થાઓ.
સ્વાધ્યાય કરવાનો આદેશ આપશોજી,
આદેશ આપું છું.
સ્વાધ્યાય કરું ? કરો.

## ૧૧ સામાઇઅ-વય-સામાયિકવ્રતભાવના-સૂત્ર.

સામાઇય-વય-જુત્તો
જાવં મણે હોઇ નિયમ-સંજુત્તો ।
છિન્નઇ અ-સુહં કમ્મં
સામાઇય જત્તિઆ વારા ॥ ૧ ॥
સામાઇયમ્મિ ઉ કએ
સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા ।
એએણ કારણેણં
બહુસો સામાઇયં કુજ્જા. ॥૨॥

સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવિ હુ મન, વચન, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

દશ મનના, દશ વચનના, બાર કાયાના, એવં બત્રીશ દોષમાંહિ જે કોઇ દોષ લાગ્યો હોય, તે સવિ હુ મન, વચન, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

---

### સામાયિકમાં વર્જવાના ૩૨ દોષો.

આ ૩૨ દોષો ટાળનાર લગભગ સામાયિકનું ફળ મેળવશે.

## ૧૨. સામાયિક વ્રતની ભાવનાનું-સૂત્ર.

જ્યાં સુધી મનમાં નિયમ ધારી હોય,
[ત્યાં સુધી] સામાયિક વ્રતવાળો હોય [ગણાય].
[અને] જેટલી વાર સામાયિક હોય
[તેટલી વાર] અશુભ કર્મને છેદે છે. ૧
અને જ્યારે શ્રાવક સામાયિક કરે,
ત્યારે શ્રમણ મુનિ જેવો [તે] જે કારણે થાય છે,
એ કારણે-ઘણીવાર સામાયિક કરવું જોઇએ. ૨

| ૧૦ મનના | ૧૦ વચનના | ૧૨ કાયાના |
|---|---|---|
| ૧ શત્રુ ઉપર ક્રોધ | કુવચન બોલવું | અસ્થિર આસન |
| ૨ અવિવેકનું ચિંતવન | હુંકારો કરવો | ચારે તરફ જોવું. |
| ૩ સૂત્રાર્થ ન વિચારવો | પાપનો આદેશ દેવો. | સાવદ્ય કામ કરવું. |
| ૪ મનમાં કંટાળો | લવારો કરવો | આળસ મરડવી. |
| ૫ યશની ઇચ્છા | કલહ કરવો | અવિનયથી બોલવું. |
| ૬ અવિનય | "આવો-જાઓ" કહેવું. | ઓઠે બેસવું |
| | ગાળો બોલવો | મેલ ઉતારવો. |
| ૭ ભય રાખવો | બાળક રમાડવું | ખરજ ખણવી. |
| ૮ સંસારીવિચારો | કુથલી કરવી | પગે પગ ચડાવવો. |
| ૯ નિયાણું કરવું | મશ્કરી કરવી | અંગ ઉઘાડું મૂકવું. |
| ૧૧ .... .... | ... ... ... | અંગ ઢાંકવું. |
| ૧૨ ... .... | ... .... ... | ઊંઘવું. |

# શ્રી લઘુ ચૈત્યવન્દનના સૂત્રો

## ૧૨. શ્રીજગ-ચિન્તા-મણિ-ચૈત્ય-વંદન.

શિષ્યઃ—

ઈચ્છાકારેણં સંદિસંહ ભગવન્!
 ચૈત્ય વંદન કરૂં?

ગુરુઃ—

{ કરેહ }

શિષ્યઃ—

 ઈચ્છં

જગ-ચિન્તા-મણિ! જગ-નાહ!
 જગ-ગુરુ! જગ-રક્ખણ!
જગ-બન્ધવ! જગ-સત્થ-વાહ!
 જગ-ભાવ-વિઅક્ખણ! ।
અટ્ઠા-વય-સંઠવિઅ-રૂવ!
 કમ્મ-ટ્ઠ-વિણાસણ!
ચઉવીસં પિ જિણં-વર!
જયંતુ અ-પ્પડિહય-સાસણ! ॥ ૧ ॥

# ૧૨ ચૈત્યોને વંદન માટેનું-સૂત્ર.

શિષ્યઃ—

હે ભગવાન્ આપ ઇચ્છા પૂર્વક આજ્ઞા આપશો ?
[કે] હુ ચૈત્યોને વંદન કરૂં ?

ગુરુઃ—

{કરો.}

શિષ્યઃ—

હું [એજ] ઇચ્છું છું.

[અષ્ટાપદ પર્વત ઉપરના ચોવીશ તીર્થંકર પ્રભુને વંદન]

હે જગત્ના ચિન્તામણિ રત્નો ! હે જગત્નાનાયકો !
હે જગદ્ગુરુઓ ! હે જગદ્ના રક્ષકો !
હે જગદ્ના બંધુઓ ! હે જગત્ના [મોક્ષમાર્ગમાં] સાર્થવાહો !
હે જગદ્નું સ્વરૂપ જાણવાને વિચક્ષણો !
હે અષ્ટાપદ પર્વત ઉપર [ભરતચક્રવર્તીએ સ્થાપેલી] પ્રતિમાઓવાળા !
હે આઠ કર્મનો નાશ કરવાવાળા
હે અ-પ્રતિહત [ ક્યાંય પણ ન રોકાય એવા ] શાસનો સ્થાપનારાઓ !
હે ચોવીશેય તીર્થંકર ભગવંતો !
[આપ સર્વે] વિજય પામો ! [વિજય પામો !]

[બન્નેય ગાથાઓ વસ્તુ છન્દમાં છે.]

કમ્મં-ભૂમિહિં કમ્મં-ભૂમિહિં પઢમં-સંઘયણિ-
ઉક્કોસય સત્તરિ-સય
 જિણ-વરાણ વિહરંત લબ્ભઈ.
નવ-કોડિહિં કેવલિણ,
 કોડિ-સહસ્સ નવ સાહૂ ગમ્મઇ ।
સંપઈ જિણ-વર વીસ,
 મુણિ બિહુ કોડિહિં વર-નાણ,
સમણહ કોડિ-સહસ-દુઅ,
 થુણિજ્જઈ નિચ્ચ વિહાણિ ॥ ૨ ॥
જયઉ સામિય, જયઉ સામિય
 રિસહ સત્તુંજિ,
ઉજ્જિંતિ પહુ-નેમિ-જિણ,
 જયઉ વીર સચ્ચ-ઉરિ-મંડણ,
ભરુ-અચ્છહિં મુણિ-સુવ્વય,
 મુહરિ-પાસ દુહ-દુરિઅ-ખંડણ ।

[વિચરતા ઉત્કૃષ્ટ તથા જઘન્ય તીર્થંકરો વિગેરેને વંદન]

દરેકે દરેક કર્મભૂમિઓમાં [ થઇને ]--

પહેલા સંઘયણવાળા એકસોને સિત્તેર તીર્થંકરો [ ભગવંતો ] વધારેમાં વધારે વિચરતાં મળી શકે છે.

નવક્રોડ કેવળ જ્ઞાનીઓ, અને

નવ હજાર ક્રોડ [૯૦૦૦૦૦૦૦૦૦૦] સાધુઓ મળે છે.

હાલમાં વીશ તીર્થંકર ભગવંતો,

બે ક્રોડ કેવળ જ્ઞાની મુનીઓ, અને

બે હજાર ક્રોડ [ ૨૦૦૦૦૦૦૦૦૦૦ ] શ્રમણ મુનિઓ છે [એ સર્વની] હમ્મેશાં વહાણામાં સ્તુતિ કરવી જોઇએ.

[ ભરતક્ષેત્રના પ્રસિદ્ધ તીર્થોના ચૈત્યોને વંદન ]

જય પામો જય પામો !

સ્વામી [શ્રી] ઋષભદેવ [શ્રી] શત્રુંજય ઉપર, અને

ગિરિનાર ઉપર [શ્રી] નેમિ [નાથ] જિન પ્રભુ :

સત્યપુર [ સાચોર ] નગરના શણગાર રૂપ [શ્રી] મહાવીરસ્વામી

ભરુચમાં [શ્રી] મુનિસુવ્રત [સ્વામી], અને

દુઃખ તથા દુરિત [ પાપ ] ના ચૂરેચૂરા કરનારા [શ્રી] મુહરી પાર્શ્વ [ નાથ પ્રભુ, ]

[એ સર્વ વિજય પામો, વિજય પામો.]

અવર-વિદેહિં તિત્થ-યરા,
ચિહું દિસિ વિદિસિ જિં કેવિ-
તીઆ-ઽણા-ઽઽગય-સંપઇ અ,
વંદૂં જિણે સંવેવિ ॥ ૩ ॥

સત્તા-ણવઇ સહસ્સા
લક્ખા છપ્પન્ન અટ્ઠ-કોડિઓ ।
બત્તિ-સય બાસિયાઇં
તિઅ-લોએ ચેઇએ વંદે ॥ ૪ ॥

પનરસ-કોડિ-સયાઇં
કોડી બાયાલ લક્ખ અડવન્ના ।
છત્તીસ-સહસ અસિઇં
સાસય-બિંબાઇં પણમામિ. ॥ ૫ ॥

૧૩. જંકિંચિ નામ-તિત્થં-સૂત્ર,

જંકિંચિ નામ-તિત્થં
સગ્ગે પાયાલિ માણુસે લોએ ।
જાઇં જિણ-બિંબાઇં

તાંઇ સવ્વાંઇ વંદામિ. ॥ ૧ ॥

મહાવિદેહ ક્ષેત્રમાંના તીર્થંકર [ભગવંત, તથા]
ચારેય દિશાઓ તથા વિદિશાઓમાં જે કોઇ-
ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં [થયેલા
થવાના અને વિચરતા] હોય, તે સર્વે જિનેશ્વરોને
હું વંદન કરું છું.

[ત્રણ લોકના સર્વ ચૈત્યોને વંદન]

સત્તાણું હજાર, છપ્પન લાખ, આઠ ક્રોડ,
બત્રીસેંને બ્યાશી [૮,૫૭,૦૦,૨૮૨] ત્રણ
લોકના જિનમંદિરોને નમસ્કાર કરું છું. ૪

[ત્રણ લોકની સર્વ પ્રતિમાઓને વંદન]

પંદરસો ક્રોડ, બેંતાળીશ ક્રોડ, અઠ્ઠાવન લાખ,
છત્રીશહજાર,ને એંશી [૧૫,૪૨,૫૮,૩૬,૦૮૦]
શાશ્વત્ પ્રતિમાઓને પ્રણામ કરું છું. ૫

## ૧૨ સામાન્યથી સર્વ તીર્થો અને પ્રતિમાઓને વંદન

સ્વર્ગ, પાતાળ, [અને] મનુષ્ય લોકમાં
જે કોઈ નામથી [પણ] તીર્થ હોય, [અને]
[ત્યાં] જેટલી જિન પ્રતિમાઓ હોય,
તે સર્વેને હું વંદન કરું છું. ૧

## ૧૪. નમુત્થુણં-શક્રસ્તવ-સૂત્ર

નમુત્થુ ણં=
અરિહંતાણં,
ભગવંતાણં,
આઈ-ગરાણં,
તિત્થ-યરાણં,
સયં-સંબુદ્ધાણં-
પુરિસુત્તમાણં,
પુરિસ-સીહાણં,
પુરિસ-વર-પુંડરિઅ
પુરિસ-વર-ગંધ-
લોગુત્તમાણં,
લોગ-નાહાણં,
લોગ-હિઆણં,
લોગ-પઈવાણં,
લોગ-પજ્જોઅ-ગરાણં.

ચક્ખુ—દયાણં,
મગ્ગ—દયાણં,
સરણ—દયાણં,
બોહિ—દયાણં,
ધમ્મ-દયાણં,
ધમ્મ-દેસયાણં,
ધમ્મ-નાયગાણં;
ધમ્મ-સારહીણં,
ધમ્મ-વર-ચાઉરંત-ચક્ક-વટ્ટીણં,
અ-પ્પડિ-હય-વર-નાણ-દંસણ-ધરાણં,
વિયટ્ટ-છઉમાણં;
જિણાણં,
જાવયાણં;
તિન્નાણં,
તારયાણં;

[ એમ કરીને- ]

નિર્ભય બનાવનારાઓને,

[ તત્ત્વ ] ચક્ષુ આપનારાઓને,

[ મોક્ષ ] માર્ગ બતાવનારાઓને,

[ સંસારથી ભય પામેલાઓને ] શરણ આપનારાઓને,

[બચાવ તરીકે] બોધ [ સમક્ત્વ ] આપનારાઓને;

[બે પ્રકારના ચારિત્ર] ધર્મ આપનારાઓને,

[બે પ્રકારના ચારિત્ર] ધર્મનો ઉપદેશ આપનારાઓને,

[બે પ્રકારના ચારિત્ર] ધર્મના નેતાઓને,

[બે પ્રકારના ચારિત્ર] ધર્મમાં મદદ કરવાને સારથિ જેવા [તે]ઓને,

[બે પ્રકારના ચારિત્ર] ધર્મની ચારેય દિશાએથી વ્યવસ્થા સાચવતા ચક્રવર્તિ રાજા જેવા [તે]ઓને;

અપ્રતિહત જ્ઞાન અને દર્શન ધરાવનારાઓને,

છદ્મ [અજ્ઞાન]થી તદ્દન રહિતોને;

[ મોહ ] જીતનારાઓને,

[બીજાઓને મોહ] જીતાડી આપનારાઓને:

[ સંસારસમુદ્રથી ] તરી જનારાઓને,

[ સંસારસમુદ્રથી બીજાઓને ] તારનારાઓને:

૪

બુદ્ધાણં,
 બોહયાણં;
મુત્તાણં,
 મોઅગાણં,
સવ્વ-ન્નૂણં,
 સવ્વ-દરિસીણં.
સિવમ-ઽયલમ-ઽરૂઅમ-ઽણંતમ-ઽક્ખય-
 મ-ઽવ્વાબાહમ-ઽપુણરા-ઽઽવિત્તિ
 "સિદ્ધિ-ગઈ"—નામધેયં
 ઠાણં સંપત્તાણં=
 નમો જિણાણં
 જિઅ-ભયાણં ॥
જે અ અઈયા સિદ્ધા
 જે અ ભવિસ્સંતિ-ઽણા-ઽઽગએ કાલે ।
સંપઈ અ વટ્ટમાણા
 સવ્વે તિ-વિહેણ વંદામિ ॥ ૧ ॥

બોધ પામેલાઓને,
[ બીજાને ] બોધ પમાડનારાઓને;
[ કર્મોથી ] મૂકાયેલાઓને,
[ બીજાઓને કર્મોથી ] મૂકાવનારાઓને;
સર્વજ્ઞોને,
સર્વ-દર્શિઓને;
કલ્યાણમય—
સ્થિર—
રોગ વગરના—
અંત વગરના—
ખામી વગરના—
પીડા વગરના—
જ્યાંથી પાછા ન આવવું પડે, તેવા—
"સિદ્ધિગતિ" એ નામના
[પરમ] સ્થાને [મોક્ષે] પહોંચેલાઓને=
[ સર્વથા ] નિર્ભય [ એવા ]
જિનેશ્વર[પ્રભુઓ]ને નમસ્કાર [હો !][નમસ્કાર હો !]
અને, જેઓ ભૂતકાળમાં મોક્ષમાં ગયેલા છે,
જેઓ ભવિષ્યકાળમાં મોક્ષમાં જશે,
અને, હાલમાં [ જેઓ ] વિદ્યમાન છે,
[ તે ] સર્વને ત્રણ પ્રકારે [મન, વચન, કાયાએ]
વંદન કરું છું ૧.

## ૧૫. જાવંતિ-સર્વ-ચૈત્ય-વન્દન-સૂત્ર

જાવંતિ ચેઇઆઇં
ઉડ્ઢે અ અહે અ તિરિઅ-લોએ અ ।
સવ્વાઇં તાઇં વંદે
ઇહ સંતો તત્થ સંતાઇં ॥ ૧ ॥

## ૧૬. જાવંત કેવિ—સર્વ-સાધુ-વન્દન-સૂત્ર

જાવંત કેવિ સાહૂ ભરહેરવય-મહા-વિદેહે અ
સવ્વેસિં તેસિં પણઓ
તિ-વિહેણ તિ-દંડ-વિરયાણં ॥ ૧ ॥

## ૧૭ સંક્ષિપ્ત-પઞ્ચ-પરમેષ્ઠિ-નમસ્કાર.

નમોઽર્હત્-સિદ્ધા-ઽઽચાર્યોપાધ્યાય-સર્વ-સાધુભ્ય

## ૧૮ ઉવસ્સગ્ગ-હર-કષ્ટો નાશકરનાર-સ્તોત્ર

ઉવસગ્ગ-હરં પાસં
પાસં વંદામિ કમ્મ-ઘણ-મુક્કં ।
વિસ-હર-વિસ-નિન્નાસં
મંગલ-કલ્લાણ-આવાસં ॥ ૧ ॥

## ૧૫ સર્વ જિન-પ્રતિમાઓ વન્દન-સૂત્ર.

ઉર્ધ્વ [લોક] અધો [ લોક ] અને તિર્છા લોકમાં જેટલા જિનચૈત્યો હોય, ત્યાં રહેલાં તે સર્વેને પ્રતિમાઓ અહીં રહેલો [ હું ] વંદન કરું છું.

## ૧૬ સર્વ સાધુ મુનીરાજોને વન્દન-સૂત્ર

[અને] ભરત, ઐરવત અને મહા વિદેહ [ રૂપ ૧૫ કર્મભૂમિઓ] માં જેટલા કોઇ પણ સાધુ [ મુનિ-મહારાજાઓ હોય, ] [ મન-વચન-કાયાના ] ત્રણ દંડ વગરના તે સર્વેને ત્રણ પ્રકારે [મન-વચન-કાયાથી ] મેં પ્રણામ કર્યો છે,

## ૧૭ ટુંકમાં પાંચ પરમેષ્ઠિ નમસ્કાર-સૂત્ર.

અર્હંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો, અને સર્વ સાધુઓને નમસ્કાર હો.

## ૧૮ કષ્ટોનો નાશ કરનાર-ઉપસર્ગહર-સ્તોત્ર.

કષ્ટો હરનાર, પાર્શ્વ [નામે] યક્ષ સહિત, કર્મોના બોજા વગરના, ઝેરી પ્રાણીઓ [સર્પો વિગેરે] ના ઝેરનો નાશ કરનારા અને મંગળ તથા કલ્યાણના નિવાસ રૂપ [ શ્રી ] પાર્શ્વ [ નાથ સ્વામિ ] ને વંદન કરું છું. ૧

વિસ-હર-ફુલિંગ-મંતં
કંઠે ધારેઇ જો સયા મણુઓ ।
તસ્સ ગહ-રોગ-મારી-
દુટ્ઠ-જરા જંતિ ઉવસામં ॥ ૨ ॥
ચિટ્ઠઉ દૂરે મંતો
તુજ્ઝ પણામો વિ બહુ-ફલો હોઇ ।
નર-તિરિએસુ વિ જીવા
પાવંતિ ન દુક્ખ-દોગચ્ચં ॥ ૩ ॥
તુહ સમ્મત્તે લદ્ધે
ચિંતા-મણિ-કપ્પ-પાયવ-ઽબ્ભહિએ ।
પાવંતિ અ-વિગ્ઘેણં
જીવા અ-યરાઽમરં ઠાણં ॥ ૪ ॥
ઇઅ સંથુઓ મહા-યસ !
ભત્તિ-બ્ભર-નિબ્ભરેણ હિઅએણ ।
તા દેવ ! દિજ્જ બોહિં
ભવે ભવે પાસ ! જિણ-ચંદ ! ॥૫॥

જે માણુસ ઝેરને નાશ કરનાર સ્ફુલિંગ [ નામનો ] મંત્ર હમ્મેશા કંઠમાં ધારણ કરે [બોલે] છે. તેના દુષ્ટ-ગ્રહ, રોગ, મરકી, અને વૃદ્ધાવસ્થા [ રૂપ કષ્ટો ] શાંત થાય છે. ૨

[ અરે ! એ ] મંત્ર તો દૂર રહ્યો, [ પરંતુ ] આપને [ કરવામાં આવેલો ] પ્રણામ [માત્ર] પણ ઘણું ફળ આપનાર થાય છે.

[કે જેથી ] મનુષ્યો તથા તિર્યંચોમાંના કોઇ પણ જીવો દુઃખ અને દુર્ગતિ પામતા નથી. ૩

ચિંતામણિરત્ન, અને કલ્પવૃક્ષથી પણ ચઢી-યાતું સમ્યક્ત્વ [ રૂપી રત્ન અને કલ્પવૃક્ષ ] આપના તરફથી મેળવ્યા પછી જીવો નિર્વિઘ્ને અજરામર સ્થાન [ મોક્ષ ] માં પહોંચી જાય છે. ૪

મહાયશસ્વિ પ્રભો !

[ મેં ] ઘણીજ ભક્તિથી ભરેલા હૃદયે એ પ્રકારે [ આપની ] સ્તુતિ કરી છે. તો [હે ! ] જિન-ચંદ્ર ! પાર્શ્વ [ નાથ ] દેવ ! દરેકે દરેક ભવમાં [ મને ] બોધિ [ સમ્યક્ત્વ ] આપજો. ૫

## ૧૯. જય વીય-રાય! પ્રાર્થના-સૂત્ર.

જય વીય-રાય! જગ-ગુરૂ!
હોઉ મમ તુહ-પ્પભાવઓ ભયવં ।
ભવ-નિવ્વેઓ મગ્ગા-ઽ-
ણુસારિઆ ઇટ્ઠ-ફલ-સિદ્ધી ॥ ૧ ॥
લોગ-વિરુદ્ધ-ચ્ચાઓ
ગુરુ-જણ-પૂઆ પર-ઽત્થ-કરણં ચ ।
સુહ-ગુરુ-જોગો તવ્વયણ-
સેવણા આ-ભવમઽ-ખંડા ॥ ૨ ॥
વારિજ્જઇ જઇવિ નિયાણ-
બંધણં વીય-રાય! તુહ સમયે ।
તહ વિ મમ હુજ્જ સેવા
ભવે ભવે તુમ્હ ચલણાણં ॥ ૩ ॥
દુક્ખ-ક્ખઓ કમ્મ-ક્ખઓ
સમાહિ-મરણં ચ બોહિ-લાભો અ ।
સંપજ્જઉ મહ એઅં
તુહ નાહ પણામ-કરણેણં ॥ ૪ ॥

# ૧૯. વીતરાગ પ્રભુની મહાપ્રાર્થના-સૂત્ર.

હે વીતરાગ ! હે જગદ્ગુરુ ! જય પામો [ જય પામો ] ! હે ભગવાન્ ! આપના પ્રભાવથી મને-

સંસારથી કંટાળો,

[આપના ત્રણ રત્નમય ધર્મ] માર્ગને અનુસરવાપણું, મનધાર્યાં ફળ [ મોક્ષ ] ની પ્રાપ્તિ,
[ શિષ્ટ-ઉત્તમ ] લોકથી વિરુદ્ધ [વર્તન]નો ત્યાગ,
ગુરુઓ [તીર્થંકરાદિક વડિલો ]ની પૂજા, પર-ઉપકાર,

શુભ [ સદ્ ] ગુરુનો [ સારો ] જોગ,

અને જ્યાં સુધી હું સંસારમાં રહું ત્યા સુધી ઠેઠ

આપના વચનોની અખંડ સેવા-હોજો. ૧-૨

હે વીતરાગ ! [ પ્રભો ] આપના શાસ્ત્રોમાં જો કે નિયાણું બાંધવાની [ ખાસ ] ના પાડવામાં આવી છે.

તો પણ [ હું તો માંગી લઉં છું કે- ] આપના ચરણ [કમળ]ની [ તો ] મારે ભવોભવ સેવા હોજો. ૩

હે નાથ ! આપને પ્રણામ કર્યો છે, તો-[હવે] દુઃખનો ક્ષય, કર્મોનો ક્ષય, સમાધિ મરણ, અને સમ્યક્ત્વનો લાભઃ એ મને મળવાં જ જોઇએ. ૪.

સર્વ-મઙ્ગલ-માઙ્ગલ્યં
  સર્વ[2]-કલ્યાણ-કારણમ્ ।
પ્રધાનં સર્વ[3]-ધર્માણાં
  જૈનં[5] જયતિ શાસનમ્[6] ॥ ૫ ॥

૨૦. અરિહંત-ચેઇઆણં-ચૈત્ય-સ્તવ-સૂત્ર.

અરિહંત-ચેઇઆણં[1]=
  -કરિર્મિ કાઉસ્સગ્ગં.
=વંદણ[2]-વત્તિઆએ,
  =પૂઅણ[3]-વત્તિઆએ,
    =સક્કાર[4]-વત્તિઆએ,
      =સમ્માણ[5]-વત્તિઆએ,
        =બોહિ[6]-લાભ-વત્તિઆએ,
          =નિરુવસગ્ગ[7]-વત્તિઆએ:-
            ≡સદ્ધાએ[11]=
              ≡મેહાએ[12],
                ≡ધિઇએ[13],

સર્વ મંગળોમાંનું મંગળપણું, સર્વ કલ્યાણોનું કારણ, અને સર્વ ધર્મોમાં મુખ્ય અને ઉત્તમ શ્રી જૈન શાસન [જગત્માં] વિજયવંત વર્તે છે.

## ૨૧. શ્રી અર્હત્ ચૈત્યોને કાયોત્સર્ગથી વન્દન

[શ્રી] અર્હંતો [અર્હત્ ભગવન્તો]ની પ્રતિમાઓને
=[મન વચન કાયાથી]વંદન કરવા [ના લાભ] નિમિત્તે,
=[દ્રવ્યોપકરણથી] પૂજા કરવા [ના લાભ] નિમિત્તે,
=[વસ્ત્ર, આભરણાદિથી]સત્કાર કરવા[ના લાભ]નિમિત્તે,
=[સ્તુતિ વિગેરેથી] સન્માન કરવા [ના લાભ] નિમિત્તે,
=[એમ કરીને મને]સમ્યક્ત્વ[મળવા] નાલાભ નિમિત્તે,
=[દ્રવ્ય-ભાવ] કષ્ટોના નાશ [રૂપી લાભ ] નિમિત્તે,
-કાયોત્સર્ગ કરું છું.

વધતી જતી ≡
≡શ્રદ્ધા[બળાત્કાર વિના મનની રુચિ]થી, [તેથી—]
≡[વધતી જતી] મેધા [ દેખાદેખી વિના, જ્ઞાન અને મર્યાદા ]થી, [ તેથી-]
[વધતી જતી]≡ધીરજ [રાગાદિથી દોરાયા વિના, શાંતિ ]થી, [ તેથી- ]

≡ધારણાએ,
≡અણુ-પ્પેહાએ,

વડ્ઢમાણીએ≡
ઠામિ કાઉસ્સગ્ગં ≡
તર્થૈ—૦

# વિધિઓ

## ૧ ગુરુ-વન્દનનો લઘુ-વિધિ.

૧ બે ખમા-સમણ !–દેવાં, પછી ઇચ્છાકાર કહી અબ્ભુટ્ઠિઓ ખામવો. અને ખમાસમણ દઈ પચક્ખાણ લઇ ખમાસમાણ દેવું.

## ૨ સામાયિક લેવાનો લઘુ-વિધિ.

[ ૧ ઉપકારણો લઇ, શાંત, એકાન્ત જગ્યામાં મન પવિત્ર કરી વિધિપૂર્વક સામાયિક કરવું.

૨ ગુરુ મહારાજની સામે સામાયિક કરવા માં ઉપાશ્રય એ સર્વોત્તમ સ્થાન છે. ત્યાં જવાનુ ન બની શકે તોજ, ઘેર પણ સામાયિક કરવું જ

૩ શ્રાવક-શ્રાવિકાએ સામાયિક કરતી વખતે સ્થાપનાચાર્ય ન હોય તો, પુસ્તક વિગેરે જ્ઞાન દર્શન ચારિત્રના ઉપકરણો, પાટલી વિગે ઉંચા સ્થાન ઉપર મૂકીને, મુહપત્તિ ડાબ હાથમાં મુખ પાસે રાખવી, અને ઉભા હોઇએ તો જમણા હાથમાં ચરવળો રાખી, નીચે પ્રમાણે સ્થાપનાચાર્યની સ્થાપના કરવી—

≡ [ વધતી જતી ] ધારણા [ મનની શૂન્યતા વિના, અર્હત્‌ના ગુણોના સ્મરણ]થી, [તેથી–]
≡[વધતી જતી] અનુપ્રેક્ષા [તાત્ત્વિક વિચારણા]થી; [હવે "ઉંચો શ્વાસ" વિગેરે ] શિવાય [હું] કાયોત્સર્ગ [કાયાદિના ત્યાગ]માં [ સ્થાન, મૌન, અને ધ્યાન વડે] સ્થિર થાઉં છું.

---

૧ ઉભા રહી. અથવા બેસી, સ્થાપનાચાર્યની સામે જમણો હાથ સવળો રાખી, **નવકાર, પંચિંદિય** કહી સ્થાપનાચાર્ય સ્થાપવા.

૨ પછી—**ખમા–સમણ !** દઈ ગુરુ–વંદન કરવું.

૩ પછી–મન અને આત્માની શુદ્ધિ માટે **ઇરિયાવહિયા** સૂત્રથી પ્રતિક્રમણ કરવું.

૪ પછી વિશેષ શુદ્ધિ કરવા કાઉસ્સગ્ગ કરવા **તસ્સ ઉત્તરી—અન્નત્થ** કહી, એક **લોગસ્સ**, ન આવડે તો ચાર **નવકાર**નો કાઉસ્સગ્ગ કરવો.

૫ **લોગસ્સ** કહી ચોવીસ તીર્થંકર ભગવંતોની સ્તુતિ કરવી.

૬ પછી—**ખમા–સમણ !** દઇ "**ઇચ્છા–કારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક મુહપત્તિ પડિલેહઉં ?**"
ગુરુઃ–" પડિલેહેહ."
શિષ્યઃ–"ઇચ્છં."

પછી—મુહપત્તિ પડિલેહણના વિધિ પ્રમાણે ઉભડક બેસી, બે પગની વચ્ચે બે હાથ રાખી મુહપત્તિનું પડિલેહણ કરવું.

૭ પછી-ખમા-સમણ ! દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક સંદિસાહઉ ?"

ગુરુઃ-"સંદિસાવેમિ."

શિષ્યઃ-"ઇચ્છં."

ખમા-સમણ ! દઈ "ઇચ્છા૦ સામાયિક ઠાઉં ?"

ગુરુઃ-"ઠાએહ."

શિષ્યઃ-"ઇચ્છં"

[illegible]

અને ગુરુ સામાયિક દંડકનો ઉચ્ચાર કરે, ત્યારે પોતે પણ મનમાં ઉચ્ચાર કરવો—

"ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી."

ગુરુઃ-"કરેમિ ભંતે !" સૂત્ર કહે.

ગુરુ ન હોય, તો વ્રતધારી વડિલ કહે. તે પણ ન હોય, તો પોતે જાતે ઉચ્ચરી લેવું.

૯ પછી-ખમા-સમણ !-દઇ "ઇચ્છાકારેણ૦ બેસણે સંદિસાહઉ ?"

ગુરુઃ—"સંદિસાવેમિ."

શિષ્યઃ—"ઇચ્છં"

પછી—ખમા-સમણ ! દઈ. "ઇચ્છા૦બેસણે ઠાઉં ?"

ગુરુઃ—"ઠાએહ."

શિષ્યઃ—"ઇચ્છં."

૧૦ પછી-ખમા-સમણ ! "ઇચ્છાકારેણ૦ સજ્ઝાય સંદિસાહઉં ?"

ગુરુઃ—"સંદિસામિ."

શિષ્યઃ—"ઇચ્છં."

પછી-ખમા-સમણ !"ઇચ્છાકારેણ૦સજ્ઝાય કરું ?"

ગુરુઃ—"કરેહ."

શિષ્યઃ—"ઇચ્છં" કહી, ત્રણ નવકાર ગણવા.

[ સામાયિક ઉભા ઉભા લીધું હોય, તો પછી બેસીને પોતાના આત્માની શુદ્ધિનું ચિંતન કરવું. પોતાના પાપો અને અપરાધોનો પશ્ચાત્તાપ કરવો, મોક્ષની અભિલાષા જાગ્રત્ કરવી: તે ન બને, તો ધર્મ શાસ્ત્રને અનુસરતા ગ્રન્થો વાંચવા, સાંભળવા, ભણવા, ભણાવવા; તે ન બને, તો નવકારવાળી ગણવી. અને ૩૨ દોષ ટાળવાની કાળજી કરવી. ]

## સૂચનાઃ—

બરાબર બે ઘડી થયા પછીજ, તુરતજ સામાયિક પારવું. પરંતુ જો સામાયિક બીજું કે ત્રીજું લેવું હોય, તો પાર્યા વિના ફરીથી ઉપરના વિધિથી સામાયિક લેવું. પરંતુ જો ચોથું સામાયિક કરવું હોય, તો પારવાના વિધિ પ્રમાણે પારીને, ફરીથી સામાયિક લેવું.

સામાયિક પાર્યા વિના બીજું કે ત્રીજું નવું સામાયિક લેતી વખતે "સજ્ઝાય કરું ?" ને બદલે "સજ્ઝાયમાં છું" એમ કહેવું.

## સામાયિક પારવાનો વિધિ :

૧ સામાયિક લેવાની રીત પ્રમાણેજ ખમા-સમણથી શરુ કરીને કાઉસ્સગ્ગ કરી લોગસ્સ સુધી કહેવું.

૨ પછી ખમા-સમણ ! દઈ "ઇચ્છા કારેણ૰ મુહપત્તિ પડિ લેહઉં ?"
ગુરુઃ—"પડિલેહેહ"
શિષ્યઃ—"ઇચ્છં" કહી પ્રથમ પ્રમાણે મુહપત્તિ પડિલેહવી.

૩ પછી—ખમા—સમણ ! દઇ "ઇચ્છા કારેણ૰ સામાયિક પારું ?" [સામાઇક પૂરું કરું ? ]
ગુરુઃ—"પુણોવિ કાયવ્વો" [ફરીથી કરવું જોઇએ]
શિષ્યઃ—"યથાશકિત" [શકિત પ્રમાણે કરીશ]

૪ પછી—ખમા—સમણ ! "ઇચ્છાકારેણ૰ સામાયિક પાર્યું" [સામાયિક પૂરું કર્યું]
ગુરુઃ—"આયારો ન મોત્તવ્વો" [આચાર ન છોડવો.]
શિષ્યઃ—"તહત્તિ" [તે પ્રમાણે વર્તીશ.]

૫ પછી—જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી [illegible] ગણી સામાઇય-વય-જુત્તો—સૂત્ર :

રાયં૦ કહી હૃદયથી પ્રાર્થના કરવી.

૬ પછી–ઉભા થઇ–અરિહંત ચેઇઆણું૦, અન્નત્થ૦ કહી, *એક નવકારના કાઉસ્સગ્ગથી પ્રભુજીને ભાવ વન્દન–પ્રભુજીની ભાવ–પૂજા કરવા.

૭ પછી–કાઉસ્સગ્ગ પારી, નમોઽર્હત્૦ કહી, એક થોય કહી, પ્રભુજીના ગુણોની સ્તુતિ કરવી. બનતા સુધી જે ભગવાનના પ્રતિમાજી મહારાજ હોય, તેમનું જ ચૈત્ય-વંદન, સ્તવન અને થોય કહેવા.

## ચૈત્યવંદનો.

સકલ–કુશલ–વલ્લી–પુષ્કરાવર્ત–મેઘો–
દુરિત–તિમિર–ભાનુઃ કલ્પ–વૃક્ષોપમાનઃ
ભવ–જલ–નિધિ–પોતઃ સર્વ–સંપત્તિ–હેતુઃ
સ ભવતુ સતતં વઃ શ્રેયસે શાન્તિ-નાથઃ ૧
[ શ્રેયસે પાર્શ્વ-નાથઃ ]

આજ દેવ અરિહંત નમું, સમરું તારું નામ.
જ્યાં જ્યાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરું પ્રણામ. ૧
શત્રુંજય શ્રી આદિદેવ. નેમ નમું ગિરનાર.
તારંગે શ્રી અજિતનાથ. આબુ ઋષભ જુહાર. ૨
અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય;
મણિમય–મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩

* આગળ ચાર અને પાછળ કાંઇક ઓછા આંગળ પહોળા રાખી જિન મુદ્રા કરવી.

સમ્મેતશિખર તીરથ વડું, જ્યાં વિશે જિનપાય.
વૈભારગિરિ ઉપરે, શ્રીવીરજિનેશ્વર રાય.
માંડવગઢનો રાજિયો નામે દેવ સુપાસ;
ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ.

૨

શ્રીશત્રુંજય સિદ્ધક્ષેત્ર. દીઠે દુર્ગતિ વારે.
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે.
અનંત સિદ્ધનું એહ ઠામ. સકળ તીરથનો રાય.
પૂર્વ નવાણું રિખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય.
સૂરજ કુંડ સોહામણો. કવડ જક્ષ અભિરામ.
નાભિરાયા–કુળ–મંડણો જિનવર કરું પ્રણામ.

૩

જય ચિંતામણિ પાર્શ્વનાથ ! જય ત્રિભુવનસ્વામી !
અષ્ટ કર્મરિપુ જીતીને, પંચમગતિ પામી.
પ્રભુનામે આનંદ–કંદ–સુખ–સંપત્તિ લહીએ.
પ્રભુનામે ભવ–ભયતણાં પાતક સબ દહીએ.
ૐ હ્રીં વર્ણ જોડી કરી એ, જપીયે પારસનામ.
વિષ અમૃત થઈ પરિણમે. પામે અવિચળ ઠામ.

૪

મલ્લિનાથ ઓગણીશમા. જસ મિથિલા નયરી.
પ્રભાવતી જસ માવડી. ટાળે કર્મવયરી.
તાત શ્રી કુંભ નરેસરુ. ધનુષ પચ્ચીશની કાય.
લંછન કળશ મંગલકરુ. નિરમળ નિરમાય.

વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ થાય.
પદ્મવિજય કહે—"તેહને નમતાં શિવસુખ થાય."

૫

બાર ગુણ અરિહંતદેવ, પ્રણમીજે ભાવે.
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે.
આચારજ ગુણ છત્રીશ; પચવીશ ઉવજઝાય.
સત્તાવીશ ગુણ સાધુનાં, જપતાં સુખ થાય.
અષ્ટોત્તરશત ગુણ મળી એ, એમ સમરો નવકાર;
ધીરવિમલ પંડિતતણો નય પ્રણમે નિત સાર.

૬

પદ્મપ્રભ ને વાસુપૂજ્ય દોય રાતા કહીએ.
ચંદ્રપ્રભ ને સુવિધિનાથ, દો ઉજ્વળ લહીએ.
મલ્લિનાથ પાર્શ્વનાથ દો નીલા નિરખ્યા.
મુનિસુવ્રત ને નેમનાથ દો અંજન સરીખા.
સોળે જિન કંચનસમા એ, એહવા જિન ચોવીશ.
ધીરવિમળ પંડિતતણો જ્ઞાનવિમળ કહે શિષ્ય.

## સ્તવનો.

૧

સિદ્ધાચળ ગિરિ ભેટ્યારે, ધન્ય ભાગ્ય હમારા.
એ ગિરિવરનો મહિમા મોટો; કહેતાં ન આવે પાર.
રાયણ રૂખ સમોસર્યા સ્વામી પૂરવ નવાણું વારારે; ધ૦
મૂળનાયક શ્રી આદિ જિનેશ્વર, ચઉમુખ પ્રતિમા ચાર.
અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂલ આધારારે, ધ૦

ભાવ-ભકિતશું પ્રભુગુણ ગાતાં અપના જન્મ સુધાર્યા,
યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચગતિ વાર્યારે. ધ૦ ૩
દૂર દેશાંતરથી હું આવ્યો શ્રવણે સુણી ગુણ તારા.
પતિતઉદ્ધારણ બિરૂદ તુમારો એ તીરથ જગ સારારેઃ ધ૦ ૪
સંવત્ અઢાર ત્યાશી માસ આષાઢે વદિ આઠમ ભોમવારાઃ
પ્રભુજીકે ચરણપસાયે સંઘમાં ખેમા-રતન પ્રભુ પ્યારારેઃ ધ૦ ૫

૨

માતા મરુદેવીના નંદ! દેખી તાહરી મૂરતિ મારું મન લોભાણુંજી-
મારું દીલ લોભાણુંજી. દેખી તાહરી મૂરતિ૦
કરુણાનાગર! કરુણાસાગર! કાયા કંચનવાન!
ધોરી લંછન પાઉલે, કાંઈ ધનુપ પાંચસે માન.—માતા૦ ૧
ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર.
યોજનગામિની વાણી મીઠી વરસંતી જલધાર.—માતા૦ ૨
ઉર્વશી રૂડી અપચ્છરા ને; રામા છે મન રંગ.
પાયે નેપૂર રણઝણે, કાંઈ કરતી નાટારંભ.—માતા૦ ૩
તુંહિ બ્રહ્મા, તુંહિ વિધાતા, તું જગ તારણહાર.
તુજ સરિખો નહિ દેવ જગતમાં અડવડીઆ આધાર. માતા૦ ૪
તુંહિ ભ્રાતા; તુંહિ ત્રાતા, તુંહિ જગતને દેવ,
સુર-નર-કિન્નર-વાસુદેવા કરતા તુજ પદસેવ.—માતા૦ ૫
શ્રી સિદ્ધાચળ તીરથકેરો રાજા ઋષભ જિણંદઃ
કીર્ત્તિ કરે માણેકમુનિ તાહરી. "ટાળો ભવભયફંદ."—માતા૦ ૬

૩

ગોપીચંદ લડકા બાદલ બરસેરે કંચનમહેલમેં–એ રાગ.

જિનરાજા તાજા, મલ્લિ બિરાજે ભોયણીગામમેં.
દેશ દેશકે જાત્રી આવે. પૂજા સરસ રચાવે.
મલ્લિ જિનેશ્વર નામ સમરકે, મનવંછિતફળ પાવેજી. જિ૦ ૧
ચતુર વરણકે નર નારી મિલ મંગલગીત કરાવે.
જયજયકાર પંચધ્વનિ વાજે. શિરપર છત્ર ધરાવેજી. જિ૦ ૨
હિંસક જન હિંસા તજી પૂજે. ચરણે શીષ નમાવે.
તું બ્રહ્મા, તું હરિ, શિવ, શંકર. અવર દેવ નહિ ભાવેજી. જિ૦ ૩
કરુણારસ–ભર–નયન–કચોળે અમૃતરસ વરસાવે.
વદન ચંદ્ર ચકોર જ્યું નિરખી, તન મન અતિ ઉલ્લસાવેજી. જિ૦૪
આતમરાજા, ત્રિભુવનતાજા, ચિદાનંદ મન ભાવે.
મલ્લિજિનેશ્વર મનહર સ્વામી ! તેરા દર્શ સુહાવેજી. જિ૦ ૫

૪

ગિરુઆ રે ગુણ તુમતણા, શ્રી વર્ધમાન જિનરાયારે.
સુણતાં શ્રવણે અમી ઝરે. મારી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ૧
તુમ ગુણ--ગણ--ગંગાજળે, હું ઝીલી નિર્મળ થાઉંરે.
અવર ન ધંધો આદરું. નિશદિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજળે, તે છીલર જળ નવિ પેસેરે.
જે માલતી ફૂલે મોહિઆ, તે બાવળ જઇ નવિ બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે.
તે કેમ પર સુર આદરે ? જે પરનારીવશ રાચ્યારે. ગિ૦ ૪
તું ગતિ, તું મતિ, આશરો, તું આલંબન, મુજ પ્યારોરે.
વાચકયશ કહે "માહરે તું જીવ-જીવન આધારોરે." ગિ૦ ૫

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધો રે કાય.
કલ્પવૃક્ષ પરે તાસ, ઈંદ્રાણીનયન જે, ભૃંગ પરે લપટાય. ૧
રોગ–ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ.
તેહથી પ્રતિહત તેહ, માનું કોઇ નવિ કરે જગમાં તુમશુંરે વાદ. ૨
વિગર ધોઇ તુજ નિર્મળી કાયા કંચનવાન.
નહિ પ્રસ્વેદ લગાર. તારે તું તેહને, જે ધરે તાહરું ધ્યાન. ૩
રાગ ગયો તુજ મનથકી તેહમાં ચિત્ર ન હોય.
રુધિર–આમીષથી રાગ ગયો તુજ જન્મથી, દૂધસહોદર હોય. ૪
શ્વાસોચ્છ્વાસ કમળસમો. તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નિહાર ચરમચક્ષુધણી. એહવા તુજ અવદાત. ૫
ચાર અતિશય મૂળથી. ઓગણીશ દેવના કીધ.
કર્મ ખપ્યાથી અગિયાર. ચોત્રીશ એમ અતિશયા,
સમવાયાંગે પ્રસિદ્ધ. ૬
જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ.
પદ્મવિજય કહે એહ–"સમય પ્રભુ પાળજો, જેમ થાઉં
અક્ષય અભંગ." ૭

૬

સમકિત–દ્વાર–ગભારે પેસતાંજી, પાપ–પડલ ગયાં દૂરરે.
મોહન મરુદેવીનો લાડલોજી, દીઠો મીઠો આનંદપૂરરે. સમ. ૧
આયુ–વરજિત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીનરે.
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂરવ મોગર લીનરે. સ. ૨
ભુંગળ ભાંગી આઘ કષાયનીજી, મિથ્યાત મોહની સાંકળ સાથરે.
બાર ઉઘાડ્યાં શમ સંવેગનાજી. અનુભવભવને બેઠા નાથરે. ૩

તોરણ બાંધ્યું જીવદયાતણુંજી. સાથીઓ પૂર્યો શ્રદ્ધા રૂપરે.
ધુપ-ઘટા પ્રભુગુણ અનુમોદનાજી. ધી-ગુણ મંગલઆઠઅનુપરે.સ.૪
સંવરપાણી અંગ પખાલણોજી. કેશર ચંદન ઉત્તમ ધ્યાનરે.
આતમરુચિ મૃગમદ મહમહેજી. પંચાચારકુસુમ પ્રધાનરે. સ. ૫
ભાવપૂજાએ પાવન આતમાજી. પૂજો પરમેશ્વર પરમ પવિત્રરે.
કારણજોગે કારણ નીપજેજી. ક્ષમાવિજય જિન આગમરીતરે.સ.૬

## સ્તુતિઓ-થોયો:

૧

મહ ઉઠી વદું, ઋષભદેવ ગુણવંત. પ્રભુ બેઠા સોહે,
સમવસરણ ભગવંત. ત્રણ છત્ર બિરાજે. ચામર ઢાળે ઈંદ્ર.
જિનના ગુણ ગાવે સુરનરનારીવૃંદ. ૧

૨

શ્રી શત્રુંજય તીરથ સાર. ગિરિવરમાં જેમ મેરુ ઉદાર.
ઠાકોર રામ અપાર. મંત્રમાંહી નવકારજ જાણું.
તારામાં જેમ ચંદ્ર વખાણું. જળધર જળમાં જાણું.
પંખીમાં જેમ ઉત્તમ હંસ. કુળમાંહી જેમ રીખવનો વંશ.
નાભિતણો એ અંશ. ક્ષમાવંતમાં શ્રી અરિહંત.
તપશૂરા મુનિવર મહંત. શત્રુંજય ગિરિ ગુણવંત. ૧

૩

મહાવિદેહ-ક્ષેત્રમાં સીમંધરસ્વામી. સોનાનું સિંહાસનજી.
રૂપાનાં ત્યાં છત્ર બિરાજે. રત્નમણિના દીવા દીપેજી.
કુંકુમવરણી ત્યાં ગહુંલી બિરાજે. મોતીના અક્ષત સારજી.
ત્યાં બેઠાં સીમંધરસ્વામી, બોલે મધુરી વાણીજી.
કેશર ચંદન ભર્યા કચોળાં કસ્તુરી બરાસેજી.
પહેલી પૂજા અમારી હોજો, ઉગમતે પરભાતેજી. ૩

૬. વળી, ગુરુ-શિષ્યના વાક્યોનો સંબંધ અર્થ શિખનારના ખ્યાલ માં રહે અને અર્થો બંધબેસતા લાગે, માટે ગુરુ-શિષ્યના વાક્યો અર્થ સહિત આપ્યા છે. અને તે { } આવા કૌંસથી બતાવેલ છે.

૭. મુહપત્તિ પડિલેહણના બોલો સાથે તેનો વિધિ આપ્યો છે. તે ખપીજીવોને ઉપયોગી થઈ પડશે.

૮. પર્યાય શબ્દો કે વાક્ય રચના ખાતર ઉમેરવા પડતા શબ્દો [ ] કૌંસમાં બતાવી ભાવાર્થનો સળંગ સંબંધ સમજાવ્યો છે. તેમાં કાંઈ અશુદ્ધિ હોય, તો તે સુધારીને વાંચવું.

૯. બીજી પણ અનેક નાની મોટી યોજનાઓ યોજવામાં આવી છે કે- જેથી કરીને આ મહાન્ સૂત્રોના મહત્ત્વનો ભાસ થતાં ઉચ્ચ પ્રકારની શ્રદ્ધા-બુદ્ધિ કેળવાય અને ક્રિયાઓ રસમય બને. જેથી અર્થ શિખવાને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થવાની આશા છે.

૧૦. આમાંની સ્ખલનાઓ કે જરૂરી સૂચનાઓ સૂચવવા સુજ્ઞ મહાશયોને ખાસ વિજ્ઞપ્તિ છે, જેથી નવી આવૃત્તિમાં સુધારી શકાય.

૧૧. સત્તર પ્રમાર્જના, વંદનના ૩૨ દોષ, કાઉસ્સગ્ગના ૧૮ દોષ તથા બીજા પણ કેટલાક સૂત્રોમાં આવતા પદો સાથે સંબંધ ધરાવતા ભાવાર્થો આ નાના પુસ્તકમાં આપી નથી શક્યા, તે તથા બીજી જે કાંઈ સ્ખલનાઓ હોય, તેને માટે મિચ્છા દુક્કડં દઈ વિરમીએ છીએ. આ આવૃત્તિમાં શુદ્ધિ ઉપર ધ્યાન વધારે અપાયું છે. મોંઘવારીને લીધે કિંમત વધારવી પડી છે.

- પ્રકાશકો.

વ્યવસ્થાપકો

- જૈન શ્રેયસ્કર મંડળ—મ્હેસાણા.